

Printed by

*Matubhai Bhaidas* at K. A.'s the "Surat Jain" Printing Press, from Khapatia Chakla-**Surat.**

Published by

*Moolchand Kasandas Kapadia,* Manager, "Sasti Jain Granthmala" from Khapatia Chakla, Chandawadi—**Surat.**



એ તો જાણીતુંજ છે કે આપણો ગુર્જર પ્રાંત ધાર્મિક જ્ઞાનમાં બહુજ પછાત છે, તેમ ગુજરાતમાં વાંચનનો શોખ ઓછોજ જણાય છે અને જૈન સિદ્ધાંતના વિષયો તો એટલા ગહન છે કે તે વિષયમાત્રના ગ્રંથો વાંચવાને પણ ઘણાખરાને કંટાળો આવે છે, જેથી હાલના સમયમાં તો એવા ગ્રંથો પ્રકટ થવાની જરૂર છે કે જેમાં જૈન સિદ્ધાંતના ગૂઢ વિષયોનું પ્રતિપાદન **રસીલી વાર્તારૂપે** કરેલું હોય.

આ હેતુઓ પાર પાડવાને માટે અમારા જ્યેષ્ઠ બંધુ **જીવણલાલ કસનદાસ કાપડીયાએ** કવિ ભગવતીદાસજી કૃત **'બ્રહ્મવિલાસ'** ગ્રંથમાં **પંચેદ્રિય સંવાદ** હિન્દી કવિતારૂપે હતો તેના આધારે 'પંચેદ્રિય સંવાદ' નામે એક પુસ્તક ગુજરાતી ભાષામાં રસીલી વાર્તારૂપે ચાર વર્ષ ઉપર લખ્યું હતું અને તે 'દિગંબર જન'ના ગ્રાહકોને ભેટ વેંચાયું હતું, જેની લેખનશૈલી એટલી તો સરસ છે કે એ પુસ્તકના ગુજરાતી ઉપરાંત હિન્દી ભાઇઓએ પણ વખાણ કર્યાં હતાં, કેમકે એમાં ઘણાજ રસીલા અને બોધદાયક સંવાદરૂપે પાંચે ઇંદ્રિયોના ગૂઢ વિષયોનુ નિરૂપણ કરેલું છે.

આનીજ ઢબ ઉપર બીજાં પુસ્તકો રચવાની સૂચના કરતાંજ ભાઇ જીવણલાલે એજ બ્રહ્મવિલાસ ગ્રંથમાં **'ચેતન કર્મ-ચરિત્ર'** નામે એક હિન્દી કવિતા છે તેનો માત્ર આધાર લઇ તે ઉપરથી આ ૨૧૦ પાનાંનું એજ નામનું પુસ્તક એક વર્ષ થયાં લખીને તૈયાર કર્યું હતું, પણ ગુજરાતમાં વાંચનનો શોખ વિશેષ ન હોવાથી ગુજરાતી ભાષાનાં પુસ્તકોની ૧૦૦-૨૦૦ પ્રતો વેંચાતાં પણ મુશીબત

પડે છે, જેથી આવાં પુસ્તકો પણ મફત કે તદ્દન જુજ કિંમતે પ્રકટ થવાની જરૂર હતી; જે માટે પણ અમારા એજ બંધુએ પોતાની સ્વ૦ સૌ. પત્ની જડાવબાઇના સ્મારક તરિકે રૂ. ૨૦૦)ની રકમ કાઢી તેદ્વારા વારંવાર આવાંજ પુસ્તકો ઘણીજ સસ્તી કિંમતે પ્રકટ કરવાની જે ઉત્તમ અને અનુકરણીય ગોઠવણ કરી આપી છે, તેથીજ આ '**સસ્તી જૈન ગ્રંથમાળા**'નો પ્રારંભ થાય છે અને તેનો આ ચેતન-કર્મ ચરિત્ર નામે **પ્રથમ મણકો** ઘણીજ જુજ કિંમતે પ્રકટ થઇ શક્યો છે.

હવે આ ચરિત્રમાં કઈ કઈ બાબતોનું નિરૂપણ કરેલું છે તે અત્રે ટૂંકમાં દર્શાવવાથી વાચકોને એ વાંચવામાં વિશેષ સરળતા થઈ પડશે.

પ્રથમ પુણ્યપુરના રાજા **ચૈતન્યસિંહના** લગ્ન શ્રદ્ધાનપુરીના ધર્મસિંહ નામે રાજાની પુત્રી **સુબુદ્ધિ** સાથે થયાં હતાં તથા તેમનો **જ્ઞાનસિંહ** નામે પ્રધાન બહુજ યોગ્ય હોવાથી રાજા સુખરૂપે પોતાનો કાળ નિર્ગમન કરતા હતા, જ્યારે બીજી બાજુએ મિથ્યાત્વપુરના **મોહરાજા** અને તેમની **વિષયારાણી** જે મદનપુરના પરાક્રમી રાજા લોલુપસિંહની પુત્રી હતી, તેમને **રાગસેન** અને **દ્વેષસિંહ** એ બે મંત્રીઓ, જ્ઞાનવરણસિંહ, દર્શનાવરણસિંહ વગેરે **૭ શુરવીર સરદારો**, ખાનગી સલાહકારો તરીકે **કામદેવ** અને તેની સ્ત્રી **રતીબાઈ**, તેમજ **કષાયસિંહ** નામે પુત્ર અને **કુબુદ્ધિ** નામે પુત્રી હતી.

આજ કુબુદ્ધિકુંવરીનો વિવાહ રાજા ચૈતન્યસિંહ સાથે મોટા પ્રયાસે **કામદેવ** કરાવી આપે છે, અને કુબુદ્ધિ મહારાણી પોતાના તેજના સપાટામાં ચૈતન્યસિંહને લે છે, જેથી પછી ચેતન્યસિંહ એ રાણી તથા મનરાજની સલાહથી જ્ઞાનસિંહ પ્રધાનને

ખસેડી તેની જગ્યાએ અજ્ઞાનસિંહને પ્રધાનપદ આપે છે. અને રાજા સુબુદ્ધિ મહારાણીના ભાવ પણ પૂછતા નથી. સૈન્યાધિપતિ સમતાસેનની જગ્યાએ પ્રમાદસેનની નિમણુંક થાય છે, ન્યાયી કોટવાળ સુસ્વભાવસિંહની જગ્યાએ દુર્મતસિંહ નીમાય છે, કામદેવના કદમ થવાથી તેના મળતીયાઓ આ રાજ્યમાં નોકરીએ જોડાય છે વગેરે અનેક બનાવો બને છે, જેથી કુબુદ્ધિ મહારાણી ઉપર ચૈતન્યના ચારે હાથ થાય છે અને રાજ્યની લગામ કુબુદ્ધિ મહારાણી અને પ્રધાન અજ્ઞાનસિંહના હાથમાં આવવાથી ચૈતન્યસિંહ તો કુબુદ્ધિના પ્રેમપાસમાં પડી જાય છે અને રાજ્યની મોટી પાયમાલી થઇ જાય છે, એવામાં જુની મહારાણી સુબુદ્ધિને વિચાર સુઝે છે અને પોતાની વિશ્વાસુ સખી સુરૂચિને ચૈતન્ય મહારાજા પાસે મોકલે છે, જે યુક્તિપ્રયુક્તિથી રાજાને ઉપદેશ આપી રાજ્યની આગલી જાહોજલાલી યાદ કરાવી હમણાંની થયેલી હાલહવાલીનું ચિત્ર રાજા સમક્ષ ખડું કરે છે, જેથી રાજા ચૈતન્યસિંહને પોતાની સ્થિતિનું કંઇક ભાન થાય છે, જેથી પછી સુરૂચિ રાજાને વધારે ઉપદેશીને રાજ્યના કર્મચારીઓ—પ્રધાન અજ્ઞાનસિંહ, પંદર પ્રકારના અવગુણથી ભરેલા પ્રમાદસેન, કોટવાળ દુર્મતસિંહ વગેરે કામદારોનું પોગળ ખુલ્લું કરે છે એટલે રાજાજીના નેત્રપડળો ઉઘડી જાય છે અને રાજ્યની વ્યવસ્થા સુધારવા મન થાય છે એટલે રાજા મિથ્યાત્વ નામે પ્રથમ ગુણસ્થાનમાં પડેલા હતા તેમને સુરૂચિનાં યોગથી ધર્મ ઉપર રૂચિ થાય છે.

એ પછી રાજા ચૈતન્ય અને સુરૂચિ વચ્ચે મોટો વાર્તાલાપ

થાય છે, જેથી રાજાને કુબુદ્ધિની અનેક કપટકળાઓનું ભાન થાય છે તથા **બાર ભાવના, બાર અણુવ્રત, નવ તત્ત્વ, દશ ધર્મ** વગેરેનું વિગતવાર વિવેચન આ વાર્તાલાપથી રાજાને દૃષ્ટિગોચર થાય છે, જેથી પછી રાજા **કુબુદ્ધિનો** તિરસ્કાર કરી જુની પટ્ટરાણી **સુબુદ્ધિનો સત્કાર** કરે છે, જેથી સુબુદ્ધિનાં કદમ રાજ્ય દરબારમાં ફરી થવાથી **સુબુદ્ધિદ્વારા ચૈતન્યસિંહને ઉત્તમ ઉપદેશ** મળે છે, આથી ખીજવાઇ જઇને **કુબુદ્ધિ** ત્યાથી પલાયન થાય છે અને પોતાના **પિતા મોહરાજા** પાસે જઇ ફર્યાદ કરે છે કે હવે બેસી ન રહેતાં આપે **ચૈતન્ય સ્હામે ચઢાઈ** લઇ જવી જોઇએ, વગેરે રીતે ઉશ્કેરવાથી **મોહરાજા રીસે** ભરાય છે અને કામદેવને ચૈતન્યના દરબારમા મોકલાવી કહેવડાવે છે કે કયાં તો **માફી માંગો અથવા તો લઢવાને તૈયાર થાઓ !** આ સમાચારથી ચૈતન્યસિંહ મોટા ગુસ્સાના આવેશમાં આવી કામદેવને અનેક રીતે ધીટકાર આપી મોહરાજાને લઢાઇ માટે તૈયાર થવાનો જુવાબ આપે છે એટલે પછી મોહરાજા અને ચૈતન્યસિંહ **લઢાઈની ભારે તૈયારીઓ** કરે છે, તેમાં મોહરાજા રાગસેન અને દ્વેષસિંહ વજીરો, જ્ઞાનાવરણસિંહ, દર્શનાવરણસિંહ વગેરેને સાત સરદારોને તૈયાર કરે છે, જેઓ પોતપોતાના હાથ નીચેના સરદારોને હુકમ આપી **આખું સૈન્ય સજ્જ** કરે છે, જ્યારે બીજી બાજુએ **ચૈતન્યસિંહને પણ લઢાઇ માટે ભારે ચટપટી** થાય છે અને તે પણ **પ્રધાન જ્ઞાનસિંહને** સૂચના કરે છે એટલે તેઓ સુસ્વભાવસિંહ, સુધ્યાનસિંહ, ચારિત્રસિંહ, વિવેકસિંહ, સંવેગસિંહ, સમભાવસિંહ, સંતોષસિંહ, ધીરજસિંહ

સત્યસિંહ, ઉપશમસિંહ, દર્શનસિંહ, દાનસિંહ, શીલસિંહ, તપસિંહ, ભાવનાસિંહ વગેરે સૈનિકોને સજ્જ થવા હુકમ કરે છે.

એ પછી ચૈતન્યસિંહ અને મોહરાજા, એ બંન્નેના રાજ્યોમાં લઢાઇ માટે અનેક પ્રકારની જબરદસ્ત તૈયારીઓ થાય છે, જે પછી જ્ઞાનસિંહ વિનાવિચારે સાહસ કરે તેવો ન હોવાથી **વિવેકસિંહ** નામે દૂતને મોહરાજા પાસે મોકલી તેને **વિવેકથી સમજાવે** છે, જેથી મોહ-રાજા ઉલ્ટા ગુસ્સે થાય છે અને **વિવેકસિંહનો ફીટકાર** કરે છે. જેથી પછી **રણસંગ્રામ શરૂ થવાનાં બ્યુગલો** ફૂંકાય છે અને કર્મ (મોહ) સાથે ચેતન્યના **મહા યુદ્ધની શરૂઆત** થાય છે, તેમાં વિવેકસિંહ વગેરે અજબ બહાદુરી દેખાડે છે, જેથી મોહરાજા ગભરાટમાં પડે છે અને દેશવ્રતપુર (ચોથું ગુણસ્થાન) ને ઘેરો ઘાલે છે, રાગ અને દ્વેષ મોહરાજાને હિંમત આપે છે, તથા અપ્રત્યાખ્યાનવરણસિંહ ધીરજ આપે છે, જેથી **મોહરાજાને હિંમત** આવે છે અને **કુમન જાસુસને** મદદે બોલાવે છે, જેની બાતમી મળતાંજ જ્ઞાનસિંહ **સુમન** દૂતને તૈયાર કરેછે. એ પછી કર્મ અને ચૈતન્યનું પ્રચંડ યુદ્ધ થાય છે, જેમા બંન્નેના સરદારો પોતપોતાના પરાક્રમો બતાવે છે અને કોઇ વખત ચૈતન્યની તો કોઇ વખતે કર્મની ચઢતીનાં ચિન્હો જણાય છે, પણ આખરે **ચૈતન્યની મહા-ભારે જીત** થાય છે (અને ચૈતન્યને **ધર્મધુરંધર શ્રાવકોત્તમ-ત્યાગીની** પદ્વિ અપાય છે, જે વખતે શ્રાવકની અગીયાર પ્રતિમાનું વર્ણન ખડું થાય છે) અને તે **દેશવ્રતપુરમાં** પ્રવેશ કરે છે જ્યાં વૈરાગ્યનુ ચિંતવન થાય છે, અને પછી ક્રમેક્રમે **ચૈતન્યને પાંચમા અને છઠ્ઠા ગુણસ્થાનની પ્રાપ્તિ** થાય છે એટલે મોહરાજા બહુ ખીજવાય છે અને તેને ચલિત કરવા **પાંચે પ્રમાદને**

મોકલે છે, તેનું કંઇ વળતું નથી અને **ચૈતન્ય તો ધર્મધ્યાનમાં સ્થિર** થાય છે, જેથી મોહ વધુ ખળભળાટ મચાવે છે એટલે ચૈતન્ય તો **આત્મજ્ઞાન અને નિજસ્વરૂપનું ચિંતવન** કરે છે અને પછી ક્રમેક્રમે સાતમાથી ૧૪મા ગુણસ્થાન સુધી પહોંચી જાય છે, પણ તે વચ્ચે મોહરાજાના સુભટો તરફથી **અનેક રીતે આપત્તિઓ** અને ખાનાખરાબી સહન કરવી પડે છે, પણ આખરે તો તે સર્વેનો પરાજય કરી **ચૈતન્ય મહારાજ પરમોત્કૃષ્ટ પદે** પહોંચી જાય છે.

આ પ્રમાણે આ પુસ્તકમાં ચૌદ ગુણસ્થાનનું વર્ણન પણ અલંકારિક અને રસીલી ભાષામાં વિસ્તારપૂર્વક કરેલું છે કે જેનું એક પાનું વાંચવા માંડતાંજ તેને આખું પુરૂં કરવા વિના વાંચકને છોડવું ગમશેજ નહિ. એકંદરે આ પુસ્તક જૈન સિદ્ધાંતનાં ગૂઢ રહસ્યો સરળ રીતે જાણવા માટે એક ઉત્તમ સાધન છે, તે ઉપરાંત ઘણીજ સસ્તી કિંમતે પ્રકટ થઇ શક્યું છે, માટે એનો લાભ ગુજરાતના સર્વે જૈન બધુઓમાં વિશેષતાથી લેવાશે એવી અમોને આશા છે.

છેવટે જણાવીશું કે આવી શૈલીનાં બીજાં પુસ્તકો વારંવાર પ્રકટ થતાં રહી તેનો પુષ્કળ ફેલાવો થયા કરશે, તો જૈનધર્મના ગૂઢ સિદ્ધાંતો સાધારણ પુરૂષોના સમજવામાં સ્હેલાઇથી આવી શકશે, જેથી આવી ઢબનાં બીજાં પુસ્તકો પણ તૈયાર કરવાને અમારા એ જ્યેષ્ઠ બંધુને નમ્ર સૂચન કરી વિરમીએ છીએ. એવમસ્તુ !

વીર સં. ૨૪૪૧<br>જ્યેષ્ઠ વદી ૧૩<br>તા. ૧૦-૭-૧૫

જૈનજાતિસેવક—<br>મૂલચંદ કસનદાસ કાપડીયા-સુરત.



**શ્રીમતી જડાવબાઈ.**

( સુરતનિવાસી શા. જીવણલાલ કસનદાસ કાપડીઆની
સ્વર્ગવાસી સૌ. પત્ની. )

જન્મ. વિક્ર. સં. ૧૯૩૬. મૃત્યુ. વિક્ર. સં. ૧૯૭૦

" Jain Press ' Surat.

# સૌ. જડાવબાઈ સ્મારક ગ્રંથમાળાનો

## ઉપોદ્ઘાત.

અમારા જયેષ્ઠ બંધુ જીવણલાલ કસનદાસ કાપડિયા (સુરત)ના સૌ. પત્ની જડાવબાઇ સંવત ૧૯૭૦ વૈશાખ સુદ ૨ ને દિને ટૂંક માંદગીમાં માત્ર ૩૫ વર્ષની યુવાન વયે સ્વર્ગવાસી થયા હતા, જેમના પુણ્યાર્થે રૂ. ૫૦૦) કાઢવામાં આવેલા હતા, તેમાંથી રૂ. ૨૦૦) શાસ્ત્રદાન માટે કાઢી તેનો ઉપયોગ **જડાવબાઈના નામની સસ્તી જૈન ગ્રંથમાળા**– ગુજરાતી ભાષામાંજ પ્રકટ થયા કરે, તે માટે સોંપવામાં આવ્યા છે, જેથી આ **સસ્તી જૈન ગ્રંથમાળાની** શરૂઆત થઈ તેનો આ પ્રથમ મણકો તદ્દન સસ્તી કિંમતે પ્રકટ થાય છે અને એજ મુજબ બીજા મણકાઓ પણ વાર વાર સસ્તી કિંમતે જડાવબાઇ સ્મારક ગ્રંથમાળાના નામથી પ્રકટ થયાજ કરશે.

સ્મારક ગ્રંથમાળાનો આ પ્રથમ મણકો હોવાથી સૌ. જડાવબાઇનો ફોટો પણ આ ગ્રંથમાળામાં સામેલ કરવામાં આવ્યો છે.

પ્રકાશક.

# सस्ती जैन ग्रंथमाळाना नियमो.

૧. ગુજરાતી ભાષામાં ઘણીજ સસ્તી કિંમતે અને રસીલી તેમજ બોધદાયક ભાષામાં જૈનગ્રંથો નિયમિત રીતે બહાર પડ્યાજ કરે, એવા હેતુથી આ ગ્રંથમાળાનું નામ **સસ્તી જૈન ગ્રંથમાળા** રાખવામાં આવ્યું છે.

૨. આ ગ્રંથમાળાનું વાર્ષિક **મૂલ્ય** પોસ્ટેજ સથે માત્ર **આઠ આનાજ** છે, જેમાં દર વર્ષે **૪૦૦ પાનાંનું** વાંચન ઘેરબેઠાં પુરૂં પાડવામાં આવશે. ( એટલે સો સો પાનાનાં ચાર કે બસો બસો પાનાનાં બે કે પછી ઓછા વધતાં પાનાનાં પુસ્તકોથી ૪૦૦ પાનાનું વાંચન અવશ્ય મળશે. )

૩. વાર્ષિક મૂલ્ય આઠ આના અગાઉથી લેવાય છે એટલે મનીઓર્ડર મોકલવાથી અથવા વી. પી.થી મંગાવવાથી ગ્રંથમાળાના ગ્રાહકમાં નામ દાખલ કરી આ પ્રથમ મણકો મોકલવામાં આવે છે અને તે પછીનો મણકો તૈયાર થયે રવાના થશે.

૪. જૈનોના ત્રણે ફિરકાને ઉપયોગી થાય, એવાંજ પુસ્તકો આ ગ્રંથમાળા દ્વારા પ્રકટ થશે.

મેનેજર, **સસ્તી જૈનગ્રંથમાળા**, ચંદાવાડી-સુરત.

# चारित्रनायक अने मुख्य पात्रो.



ચૈતન્યસિંહ—પુદ્ગલપુરના રાજા (ચરિત્રનાયક).

સુબુદ્ધિ—ચૈતન્યસિહની પટરાણી અને શ્રદ્ધાનપુરીના રાજાની પુત્રી.

કુબુદ્ધિ—મિથ્યાત્વપુરીના રાજા મોહની પુત્રી અને મિથ્યાત્વ સમયે ચૈતન્યની મહારાણી.

અધ્યાત્મસિંહ—ચૈતન્યસિંહનો પુત્ર.

જ્ઞાનસિંહ—ચૈતન્યનો સુયોગ્ય પ્રધાન અને સલાહકાર મિત્ર.

સમતાસેન— ,, સૈન્યાધિપાત.

સુસ્વભાવસિંહ—ચૈતન્યસિંહનો કોટવાળ.

વિવેકસિંહ—ચૈતન્યનો બાહોશ દૂત.

શાંતિસેન— ,, દરવાન.

સુધ્યાનસિંહ, ચારિત્રસિંહ, સંવેગસિંહ, સંતોષસિંહ, ધીરજસિંહ, સત્યસિંહ, સમભાવસિંહ, દર્શનસિંહ, ઉપશમસિંહ, દાનસિંહ, શીલસિંહ, તપસિંહ, વગેરે શૂરવીર યોદ્ધાઓ.

કરૂણાબાઇ, ક્ષમા, ધારણા, સુમતિ, સકામનિર્જરા, અકામનિર્જરા વગેરે રાણીઓ.

સુરૂચિબાઈ—સુબુદ્ધિની સખી.
અજ્ઞાનસિંહ—ચૈતન્યના ( મિથ્યાત્વ નિવાસ સમયે ) પ્રધાનજી !
પ્રમાદસેન— ચૈતન્યના મિથ્યાત્વ નિવાસ સમયે સૈન્યાધિપતિ!
દુર્મતસિંહ— „ „ „ „ કોટવાળ!

## कर्मना कामदारो.

મોહરાજા—મિથ્યાત્વપુરનો રાજા (ચૈતન્યનો કટ્ટો દુશ્મન).
વિષયા—મોહની મહારાણી.
કષાયસિંહ—મોહનો પાટવી કુંવર.
રાગસિંહ અને દ્વેષસિંહ—મોહના માનીતા મંત્રીઓ.
જ્ઞાનાવરણસિંહ, દર્શનાવરણસિંહ, અંતરાયસિંહ—કર્મના ઘાતિયા સુભટો.
વેદનીસેન, આયુસેન, નામસેન, ગોત્રસેન—કર્મના અઘાતિયા સુભટો.
કામદેવ—મોહરાજાનો ખાનગી જાસુસ (મિત્ર).
રતિ—કામદેવની સ્ત્રી.
ષટલેશ્યા ( કૃષ્ણ, નીલ, કાપોત, પીત, પદ્મ, શુક્લ )-કુબુદ્ધિની સખી.

ક્રોધસિંહ, લોભસિંહ, માનસિંહ, માયાસિંહ, હાસ્યસિંહ, રતિસિંહ, અરતિસિંહ, ભયસિંહ, શોકસિંહ, જુગુપ્સાસિંહ વગેરે કાબેલ યોદ્ધાઓ.



# विषयानुक्रमणिका.



॥ श्री वीतरागाय नमः ॥

# चेतन-कर्म चरित्र.

## प्रकरण १ लुं.

### राजा चैतन्यसिंहनी पीछान.

શ્રી જિન ચરણે કરી પ્રણામ, ભક્તિભાવ અતિ ઉરમાં આણ;
ચેતન ચતુર કર્મ દુઃખખાણ, કહું ચરિત્ર જન કરો પીછાણ.

આ અતિશય વિસ્તારવાળી સૃષ્ટિમાં અસંખ્ય દ્વિપ તથા સમુદ્રો શોભી રહ્યા છે, જેની મધ્યમાં અતિ રમણીય મહા મનોહર અને પોતાના જમ્બુ નામને દેદીપ્યમાન કરવાવાળો જમ્બુદ્વિપ છે. એમાં અનેક નદીઓ, પર્વતો, દેશો, સમુદ્રો તથા અરણ્યો આવેલાં છે એ દ્વિપના જુદા જુદા વિભાગો ખંડને નામે ઓળખાય છે, તેમાં આ અનુપમ આત્માનું સંપૂર્ણ સાર્થક કરવાવાળો અને સ્વર્ગ તથા મોક્ષલક્ષ્મીને મેળવવા માટે યોગ્ય એવો આર્ય નામે ખંડ છે. એ આર્યખંડમાં અનેક મોટામોટા દેશો તથા શેહેરો વિસ્તારથી વસેલાં છે તથા કેટલાક દેશો કાળના પ્રભાવથી હાલમાં છિન્નભિન્ન

થઈ ગયા છે. જે દેશોમાં ચતુર્થકાળમાં અનેક મહાત્મા પુરૂષો ઉત્પન્ન થયા હતા, અને જેનો વિસ્તાર સેંકડો અને હજારો યોજનોનો શાસ્ત્રકારોએ વર્ણવેલો છે, તે દેશો આજે વેરાન જેવા થઇ પડયા છે. એજ આર્યખંડમાં તીર્થંકર, સામાન્યકેવળી, ચક્રવર્તી, નારાયણ, પ્રતિનારાયણ, બાલભદ્ર, કામદેવ વગેરે ઉત્પન્ન થયા હતા, અને જેના આગળ ઇંદ્રપુરી પણ લજ્જિત થઈ જાય એવું મહાન્ સૌભાગ્ય આ દેશને પ્રાપ્ત થયું છે. કાળના પ્રભાવે હાલમાં એવા મહાત્મા પુરૂષો ઉત્પન્ન થવા દુર્લભ છે, છતાં પણ જીવ માત્રને ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવા માટે આ આર્યખંડ એક ખરેખરૂં સાધન છે, એમાં લેશ માત્ર પણ શક નથી.

## ❀ પુર્દ્ગલપુરનો રાજા ચૈતન્યસિંહ. ❀

હવે આ અનુપમ આર્યખંડમાં અસંખ્યાત નગરોમાં એક પુર્દ્ગલપુર નામે નગર અતિ રમણીક અને મનોહર શોભી રહેલુ છે, જેમાં અનેક ધર્માત્મા, પુણ્યાત્મા, સમ્યક્ત્વી, તપસ્વી, અને સભ્ય નરનારીઓ વસે છે. એ નગર ઘણુંજ વિસ્તારવાળું છે, જેમાં અનેક જિન મંદિરો, ઉપાશ્રયો, મેહેલો, બગીચા તથા નાનાં મોટાં ઘરો મનોહર આકૃતિનાં બનેલાં છે. વળી જ્યાં મોટા મોટા બજારોમા ધનાઢ્ય વેપારીઓની દુકાનો હારકટાર આવી રહેલી છે તથા હજારો અને લાખોની ઉથલપાથલ દરરોજ ચાલે છે, એવા અનુપમ અને દિવ્ય નગરનો મુકુટસમાન તેજસ્વી, ન્યાય શાસ્ત્રમાં નિપુણ, અપૂર્વ બળનો ધારક, મહાપરાક્રમી, વિચારવંત, ધર્મનો અનુરાગી, વિદ્યારૂપી લક્ષ્મીના ભંડાર, અને સુંદર તેજોમય શરીરને ધારણ કરનારાવાળો એવો ચૈતન્યસિંહ નામનો રાજા સંપૂર્ણ

સત્તાથી રાજ્ય કરતો હતો, જેમના સલાહકાર **પ્રધાન મંત્રી જ્ઞાનસિંહ** બહુ ઠરેલ સ્વભાવના, ન્યાયી અને યોગ્યાયોગ્યનો વિચાર કરવાવાળા તથા રાજાને યોગ્ય વિચાર દર્શાવી રાજ્યભારનું કાર્ય બહુ કાળજીથી કરતા હતા.

## ❀ સરલસ્વભાવી સુબુદ્ધિ. ❀

રાજા **ચૈતન્યસિંહ** બહુ દીર્ઘદર્શી અને ધર્મચુસ્ત હતા અને સુભાગ્યે કરીને એઓના **લગ્ન** શ્રદ્ધાનપુરીના **ધર્મસિંહ** નામના વિદ્વાન રાજાની અતિ ચતુર, શાંત, સરલ પરિણામી અને સદ્‌વર્તનની ધારક, સ્વરૂપમાં દેવાંગનાઓને પણ લજાવે એવી, તથા શીયળરૂપી શણુગારથી શોભિત, કામરૂપી મંસ્તાનને કચડીને વિજય જેણે મેળવ્યો છે એવી, સત્યની શોખીન અને જૂઠને ઝેર સમાન જોનારી, એવા એવા મહાન ગુણને ધારણ કરવાવાળી **સુબુદ્ધિ** નામની રાજપુત્રી સાથે થયાં. યોગ્ય સ્ત્રી મળવાથી રાજાનું મન હમેશાં પ્રફુલ્લીત રહેતું. સ્ત્રીઓ પુરૂષને અર્ધાંગના સમાન છે. કાર્ય પ્રસંગે સદ્‌ગુણી સ્ત્રીઓની સલાહ બહુ સહાયકર્તા થાય છે અને તેવીજ રીતે આપણા આ ચરિત્રના નાયક ચૈતન્યસિંહને **સુબુદ્ધિ મહારાણી** બહુ સહાયક થઈ પડયાં.

રાજ્યકારભાર બહુ સંતોષકારક રીતે ચાલી રહ્યો છે. રાજ્યમાં અન્યાય, અસત્ય કે અહંભાવ સ્વપ્ને પણ સંભળાતો કે દેખાતો નથી. **રાજા પોતેજ અસત્યનો કટ્ટો શત્રુ હોય તો તેના રાજયમાં અસત્ય રહેવા પામેજ કેમ?** જ્યાં સૂર્યનો પ્રકાશ છે ત્યાં અંધકાર કેમ હોઇ શકે? અને જ્યાં ન્યાયનું સમતોલન હોય અને ધર્મરૂપી દીપક હમેશાં પ્રકાશિત હોય, ત્યાં અધર્મી નાપાકો પોતાનો

મઠ કેમ જમાવી શકે ? મિલ્કતનો માલિક જાગ્રત હોય, ત્યાં ચોર લોકો કેવી રીતે ફાવી શકે ? કદીજ ન ફાવી શકે.

આવી રીતે ચૈતન્યરાજા સંપૂર્ણ સુખમાં અને ભોગવિલાસમાં પોતાનો કાળ નિર્ગમન કરી રહ્યા છે અને સંસારમાં દુઃખ હશે કે નહીં એનો સ્વપ્ને પણ ખ્યાલ આવતો નથી, તેમજ સૂર્યસમાન કાંતિની ધારક અને શીળવ્રતની પાળક સુબુદ્ધિ મહારાણી સાથે આનંદમાં સંસારરૂપી સાગરમાં નિડરતાથી પોતાનુ નાવ ચલાવી રહ્યા છે.

## પાપરૂપી પલીત.

સંસારી જીવોને કર્મરૂપી શત્રુ હંમેશા પૂંઠે લાગેલાજ હોય છે અને જયાંસુધી એ નાલાયક, અદેખા અને ઘાતકી સેતાનનો નાશ પુરેપુરો થયો નથી, ત્યાંસુધી એ નફ્ટ નાપાક જીવનો કેડો છોડતોજ નથી. તક સાંધીને પૂંઠે પૂંઠે ભમ્યાજ કરે છે. જીવનું જરાએક પણ પ્રમાદીપણું જોયું કે તરત પોતાનો પાપી પંજો જમાવી દે છે અને ક્રમક્રમે સર્વસ્વ હરણ કરવાની પણ તક લે છે. જેવી રીતે કપાસનો એક મોટો ઢગલો શાંતિથી રહેલો હોય છે, પણ તેમાં એક બારિક તલ માત્ર પણ અગ્નિનો સયોગ થાય તો, તે આખો ઢગ થોડાજ વખતમાં નાશને પ્રાપ્ત થાય છે, તેવીજ રીતે સંસારમાં પણ સમ્યક્ત્વી અને દૃઢ પ્રતિજ્ઞા તથા ધર્મના ધારી જીવોએ પૂણ્યરૂપી ઢગ મહા મેહેનતે એકત્ર કરેલો હોય છે, તેમાં પાપરૂપી અગ્નિની એક ચીણગારી પડતાંજ તેનો નાશ થાય છે અને તેથીજ આગમો (શાસ્ત્રો) આજ્ઞા કરે છે કે, હે ભદ્રિક જીવો !

તમો **પાપરૂપી પલીતથી** દોઢ ગાઉ દૂરજ રહેજો, કદિ પણ એનો વિશ્વાસ કરતા નહીં, તમારા અથાગ પરિશ્રમથી મેળવેલાં **ધનરૂપી પુણ્ય**-નો એ ચતુર ચંડાળ એક ક્ષણ માત્રમાં નાશ કરી નાંખશે અને **ચોર્યાસી લાખ જીવયોનિમાં** રખડાવી રખડાવીને તમામ પાય-માલી કરી નાંખશે. તમારા સુવિચાર અને ધર્મપ્રીતિ જોઈ એ અ-દેખા સેતાનો બળાપો કરે છે અને તમોને ચલાયમાન કરવાને તમારી પૂંઠે પૂંઠે ભમ્યાજ કરે છે. અને લાગ સાંધી તમોને સજજડ છક્કડ ખવડાવે છે તથા ભ્રમમાં ભૂલાવી ધર્મરૂપી નીસરણી ઉપરથી ગબડાવી જમીનપર પાડી **પાપરૂપી નર્કના દરવાજામાં** હડ-સેલી દે છે અને ત્યાં અસંખ્યાત કાળ સુધી **દુઃખરૂપી દરિયામાં** ડુબાડી મુકે છે, જ્યાંથી પાછા નીકળવાનો વારો લાંબે સમયે અથવા ક્વચિતજ મળે છે. માટે ચેતો ! ચેતો ! ! હે ભોળાઇમાં ભૂલી રહેલા ભદ્રિક જીવો ! કદિપણ એ પાપી મિથ્યાત્વી પલીતના પ્રેમમાં ફસાઇ જશો નહીં. એ કપટકળાના ભંડાર, કાળસમાન, અતિ નિર્દય પરીણામી રાગ, દ્વેષ, **ક્રોધ, માન, માયા, મોહ, લોભ** વગેરે હમેશાં તમારી બારિક દેખરેખ રાખે છે. અને રાત્રિ દિવસે તમારાં છિદ્રો શોધ્યાજ કરે છે. તમારા સારાં કૃત્યોમાં પણ કાંઇને કાંઈ ખામી લાવવા પ્રયત્ન કર્યા કરે છે. સત્યતાનો માર્ગ બહુ સાંકડો છે અને તેના ઉપર ચાલતા સરલ પરિણામી જીવોને નીચ, અધર્મી, ધૂતારા, અસત્યવાદી, મિથ્યાત્વી ઠગરૂપી પાપના દૂતો હડ-સેલો ભારી ગુલાટ ખવડાવે છે અને ચતુર ચૈતન્યને બાવરૂ બનાવી શાંતિના સાહિત્યમાં આગ લગાડી મુકે છે, અને પોતાના ધારેલાં કુકૃત્યો પાર પાડવાને સામર્થવાન બને છે.

જેવી રીતે લુચ્ચા લોકો ચોરી કરવાની લાલચથી હમેશાં સાહુકાર લોકોની દેખરેખ રાખ્યાજ કરે છે અને લાગ મળતાં તરત પોતાનો પંજો મારી જાય છે તેવીજ રીતે **કર્મરૂપી ઠગો** ચૈતન્યની પૂંઠે હમેંશા લાગેલાજ રહે છે.

**પ્રિય વાંચકો** ! આપણી વાર્તાના નાયક **ચૈતન્યરાજા** આટલો સમય કર્મરૂપી શત્રુથી દૂર હતા. અથવા એમ કહો કે કર્મરૂપી શત્રુની નજર એમના તરફ બગડી નહોતી, પણ **કાળની ગતિ ગહન છે,** ભાવી મિથ્યા થતું નથી. સુખ અને દુઃખ વારાફરતી આવ્યાજ કર છે. ઉદય છે તેનો અસ્ત પણ છે. સૂર્યના પ્રકાશનો લોપ થયેલો જોવાને રાત્રિનો અંધકાર તાકીજ રહેલો હોય છે, તેમ આ ચૈતન્યરૂપી દીપકને ઝાંખો પાડવાને અથવા કહો કે બુઝાવવાને **અજ્ઞાનરૂપી અંધકાર** તૈયારજ હોય છે.



## પ્રકરણ ૨ જું.



## મિથ્યાત્વપુરીના મોહરાજા



**આ** મોહોળા વિસ્તારવાળા પૃથ્વીતળને વિષે અસંખ્ય પ્રદેશો છે, તેમાં **અજ્ઞાન દેશ** એક અંધારી દિશામાં આવેલો છે. એ દેશમાં અનેક ગ્રામો, નગરો તથા શેહેરો વિસ્તારથી વસેલાં છે. દેશના નામ પ્રમાણે નગરો પણ તેવાંજ લાયક ! નામનાં શોભી રહેલાં છે, જેમાં એક ખાંચરેની ખૂણમાં મિથ્યાત્વપુર

નામનું અતિ મનોહર ! શેહેર વસેલું હતું અને તેમાં મહા આડંબર સહિત **મોહરાજા** રાજ્ય કરતા હતા. શેહેર દેખાવમાંજ વિશેષ તેજસ્વી નહોતું કેમકે જ્યાં રાજા પોતેજ અન્યાયી, પ્રમાદી તથા અધર્મી હોય તે નગર સુધડતાને કેવી રીતે પ્રાપ્ત થાય તે વાંચનાર સેહેજે સમજી શકે તેવું છે. કહેવત છે કે "**અંધેર નગરી આળસુ રાજા, દુષ્ટ અધર્મી રહે ત્યાં તાજા**" તે પ્રમાણે નગરનું કાર્ય અને વ્યવસ્થા ચાલતી હતી. મૂળ પ્રથમ શેહેરનું નામજ **મિથ્યાત્વપુર**, તો પછી ત્યાં ધર્મ અને ન્યાય કેવી રીતે આવીને વસેલા હોય? અને વળી જે નગરનો રાજ્યાધિકારી રાજા પોતેજ **મોહરાજા**, ત્યાં વળી **ન્યાય** અને **સત્યસેનનું** શું કામ હતું? તેઓને તો ભૂલચૂકે પણ નગરમાં પેસવાની મનાઇ હતી, તો વળી નગરમા આવીને વાસો તો કરેજ કયાંથી? નગરમાં લુચ્ચા, કપટી, ઠગ, જુગારી, વ્યસનખોરો, હરામખોરો વગેરે તફડમદાસો સારી રીતે ફાવી ગયેલા હતા, અને ફાવે તેમાં પણ કાંઈ નવાઇ જેવું નહોતું, કારણકે કોઇના ઉપર રાજ્ય તરફથી કંશી જોઇતી દેખરેખ હતીજ નહી, અને તે હોયજ કયાંથી? કેમકે રાજા પોતેજ અમાસના અજવાળા ! જેવા ઉજળા, અને છતે દીપકે અંધારા જેવા હતા. નગરને ફરતો મજબૂત કોટ અજ્ઞાનરૂપી પાકા કાળા પથ્થરનો બાંધેલો હતો કે જે તોડવાને મહા મુશીબતો પ્રતિપક્ષી શુરવીરોને વેઠવી પડે એવી ધારણા રાખવામાં આવી હોય એમ લાગતું હતું.

## ❀ વિષસમાન વિષયારાણી. ❀

મહારાજાધિરાજ ! મોહરાજાના શુભ લગ્ન **મદનપુરના** મહા

બળવાન અને પરાક્રમી રાજા **લોલુપસિંહની** એક પુરા લાડમાં ઉછરેલી, સુંદર સ્વરૂપવાન, વિદ્યાકળામાં નિપુણ ( કપટકળાની ભંડાર !), મદનની માયામાં મસ્તાન, કામવિકાર, નો ખજાનો, અને વિષયના વિષથી ભરેલી **વિષયા નામની** તરૂણ કુમારીકા સાથે થયાં હતાં. **મોહરાજાને** આ ચતુરાઇમાં ચકોર ! પટરાણી **વિષયારાણી** બહુ પ્રિય થઈ પડયાં હતાં, કેમકે જેને જેવું જોઇએ તેવું તેને મળ્યું હતું. કહેવત છે કે—

**દુષ્ટોને દુર્જન ભલા, કપટી ભલો કુછંદ;**
**સજ્જનને સદ્ગુરૂ ભલા, પામે પરમ આનંદ.**

મોહરાજા પૂર્ણ યુવાવસ્થાને પામ્યા હતા અને મહારાણી વિષયા પણ તેજ હદપર આવી પુગ્યાં હતાં. પતિપત્ની બંન્ને પ્રેમ-માં આસકત થઇ ભોગવિલાસ કરી રહ્યા હતા. જેવી રીતે મધુકર (ભ્રમરો) કમળપુષ્પના પ્રેમમાં ( સુગંધીમાં ) આસકત થઇ રાત્રિ દિન ગુંજારવ કર્યા કરે છે, તેમ મોહરાજા વિષયારાણીની નેત્રકટાક્ષ, હાવભાવ અને કામ વિકારોની ઉપજતી છોળમાં લીન થઇ રહ્યા હતા. રાજ્યમાં શું થાય છે તેની દરકાર રાખ્યા વિના **માયારૂપી મસ્તાન મદનની** મમતામાં મોહાંધ થઈ કાળ વ્યતિત કરતા હતા.

## ❀ મંત્રી રાગસેન અને દ્વેષસિંહ. ❀

હવે **મોહરાજા** જ્યારે આવી રીતે સ્રીના પ્રેમપાસમાં પડી રહી આનંદ માને છે ત્યારે રાજ્યની, નગરની, રૈયતની અને તસ્કરોની તપાસ કોણ રાખતું હશે એવો વિચાર વાંચકોને સહજ ઉત્પન્ન થશે, પરંતુ આપણા પરાક્રમેબહાદુર મોહરાજા એવા કાંઇ છેક ભોળાભા જેવા નહોતા. તેમના રાજ્યના બોહોળા કાર્ય માટે

બહુ હોંશીયાર, દુશ્મનોનું દૈવત દાબી દેવામાં દુરઅ દેશીવાળા, પોતાના સૈન્યની સંભાળ રાખવાવાળા, મહા શૂરવીર, રણક્ષેત્રમાં કદિ પાછા નહીં હઠે એવા, હિંમતવાન **સલાહકાર મંત્રીઓ** હતા. જેવી રીતે રથને હાંકવા માટે કાબેલ સારથીની જરૂર છે, તેવીજ રીતે રાજ્યરૂપી રથ ચલાવવાને માટે અક્કલબાજ અને પ્રવિણ મંત્રીની રાજાને જરૂર હોય છે, તેમ આપણા મોહરાજાએ પણ બહુ પ્રયાસ કરીને અંધારામાંથી વિના દીપકે પોતાને અનુકુળ પડતા **બે મંત્રીઓ** પસંદ કર્યા હતા, જેઓના નામ **રાગસેન** અને **દ્વેષસિંહ** હતા.

## ❧ સૈન્યના શૂરવીર સરદારો. ❧

આ બંને મંત્રીઓ મોહરાજાની આજ્ઞાથી પ્રજા (જીવ) ઉપર હુકમ ચલાવી રહ્યા છે. એઓના હાથ નીચે પુષ્કળ સૈન્ય સોંપાયલું છે, જેમાં અસંખ્ય યોદ્ધાઓ જોડાયલા છે. તેઓ મહા બળવાન અને કળાબાજ છે. રાત્રિ દિવસ હોંશીઆરીથી માલિક મોહરાજાની નોકરી નિમકહલાલીથી બજાવે છે રાજાનું જરા અપમાન થતું જોઇને તેઓ તીડની માફક ટૂટી પડે તેવા સંપીલા છે. મંત્રીઓએ કટક (લશ્કર)ના મુખ્ય કમાન્ડર (સૈન્યાધિપતિ) તરીકે શૂરવીર અને પરાક્રમી **સાત સરદારોને** નીમ્યા છે અને એ સાતે સરદારોના હાથ નીચે **અસંખ્ય સુભટો** સોંપી દીધા છે, જેઓ પોતાના ઉપરી અમલદારનો હુકમ થતાંજ તરત ખડા થઇ જાય એવા અને પોતાના જાનની પણ દરકાર કરે નહીં એવા હિંમતવાન છે. એ સાત સરદારોના નામ—**જ્ઞાનાવરણસિંહ, દર્શનાવરણસિંહ, વેદનીયસેન, આયુસેન, નામસેન, ગોત્રસેન,** અને **અંતરાયસિંહ,** એ મુજબ છે.

**જ્ઞાનાવરણસિંહ** સરદારના હાથ નીચેના લશ્કરની **પાંચ** ટુકડી પાડેલી છે અને તે ટુકડીના સરદાર તરીકે પાંચ યોદ્ધાઓ **મતિજ્ઞાનાવરણ, શ્રુતિજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યાયજ્ઞાનાવરણ** અને **કેવલજ્ઞાનાવરણ** છે.

**દર્શનાવરણસિંહ** સરદારના હાથ નીચેના લશ્કરની **નવ** ટુકડી પાડેલી છે અને તેના સરદાર તરીકે-**ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ, અવધિદર્શનાવરણ, કેવલદર્શનાવરણ, નિંદ્રા, નિંદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા** અને **સ્ત્યાનર્ગૃદ્ધિ** છે.

**વેદનીયસેન** સરદારના હાથ નીચેના લશ્કરની ટુકડીના બે ભાગ પાડેલા છે તેના સરદાર **સાતાવેદનીય** અને **અસાતાવેદનીય** છે.

**મોહનીયસિંહ** (મોહરાજા)ના પોતાના હાથ નીચેના ખાનગી સૈન્યના બે વિભાગ પાડેલા છે અને તેના મુખ્ય સરદારો **દર્શનમોહનીય** અને **ચારિત્રમોહનીય** છે. દર્શનમોહનીયસિંહના હાથ નીચેના ત્રણ સરદારો, **મિથ્યાત્વ, સમ્યક્‌મિથ્યાત્વ** અને **સમ્યક્‌પ્રકૃતિ** છે. અને **ચારિત્રમોહનીયસિંહ**ની હકુમત નીચે બે સરદારો **કષાયસિંહ** અને **નોકષાયસિંહ** છે અને એ સરદારોના હાથ નીચે અસંખ્ય યોદ્ધાઓ છે.

**આયુસેન** સરદારના હાથ નીચેના લશ્કરની **ચાર** શાખા પાડેલી છે, જેના સરદારો **નરકાયુ, મનુષ્યાયુ, તિર્યંચાયુ** અને **દેવાયુ** છે.

**નામસેન** સરદારના હાથ નીચેના બહોળા કટકના **ત્રાણું** (૯૩)

વિભાગ પાડેલા છે—**ચારગતિ** (નરક, તિર્યંચ, મનુષ્ય, અને દેવ), **પાંચજાતિ** (એકેન્દ્રિય, બેઇન્દ્રીય, ત્રિઇન્દ્રિક, ચતુરઇન્દ્રિય, અને પંચેદ્રિય), **પાંચશરીર** (ઔદારિક, વૈક્રિયક, આહારક, તૈજસ, કાર્માણ), **ત્રણ આંગોપાંગ** (ઔદારિક, વૈક્રિયક, આહારક), **એક નિર્માણ કર્મ**, **પાંચ બંધનકર્મ** (ઔદારિકબંધન, વૈક્રિયક બંધન, આહારકબંધન, તૈજસબંધન, કાર્માણબંધન), **પાંચ સંઘાત** (ઔદારિકસંઘાત, વૈક્રિયકસં૦, આહારક સં૦, તૈજસ સં૦, કાર્માણ સં૦), **છ સંસ્થાન** (સમચતુરસ્ત્ર સંસ્થાન, ન્યગ્રોધપરિમંડળ સંસ્થાન, સ્વાતિ સંસ્થાન, કુબ્જક સં૦, વામન સં૦, હુંડક સં૦), **છ સંહનન** (વજ્રર્ષભનારાચ સંહનન, વજ્રનારાચ સંહનન, નારાચ સંહનન, અર્દ્ધનારાચ સંહનન, કીલક સંહનન, અસંપ્રાપ્તા-સ્રપાટિકા સંહનન), **પાંચવર્ણ કર્મ** (કૃષ્ણ, નીલ, રકત, પીત, શ્વેત), **બે ગંધકર્મ** (સુગંધ, દુર્ગંધ), **પાંચ રસકર્મ** (ખાટો, મીઠો, કડવો ' કષાયલો, ચર્પરો), **આઠ સ્પર્શ** (કઠોર, કોમળ, હલકો ભારી. ઠંડો, ગરમ, ચીકણો, લુખો), **ચાર આનુપૂર્વ્ય** (નરક, તિર્યંચ, મનુષ્ય, અને દેવાનુ-પૂર્વ્ય), **એક અગુરૂલઘુ**, **એક પરઘાત**, **એક આતાપ**, એક ઉદ્યોત, બે વિહાયોગતિ (મનોજ્ઞ, અમનોજ્ઞ), એક ઉચ્છ્વાસ, **એક ત્રસ**, **એક સ્થાવર**, **એક બાદર**, **એક સૂક્ષ્મ**, **એક પર્યાપ્ત** **એક અપર્યાપ્ત**, **એક પ્રત્યેક**, **એક સાધારણ**, **એક સ્થિર**, **એક અસ્થિર**, **એક શુભ**; **એક અશુભ**; **એક સુભગ**, **એક દુર્ભગ**, **એક સુસ્વર**, **એક દુઃસ્વર**, **એક આદેય**, **એક અનાદેય**, **એક યશઃકીર્તિ**, **એક અયશઃકીર્તિ**, **અને એક તીર્થંકર નામકર્મ**—આ

પ્રમાણે ૯૩ યોદ્ધાઓ નામસેનના હુકમ પ્રમાણે કાર્ય કર્યા કરે છે અને એઓના હાથ નીચે બીજા પણ ઘણા યોદ્ધાઓ છે.

ગોત્રસેનના હાથ નીચે માત્ર એજ સરદારો છે જેઓ **ઉચ્ચગોત્રસેન** અને **નીચગોત્રસેન**ના નામે ઓળખાય છે.

**અંતરાયસિંહ** સરદારની હકુમત નીચે **પાંચ** સુભટો તાબેદારી કરે છે, જેઓ **દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય,** અને **વીર્યાન્તરાય,** છે.

ઉપર જણાવેલા મુખ્ય આઠ સૈન્યાધિપતિઓમાં (આ વાર્તામાં) જે ચાર સરદારોને **સિંહના પૂછડાં** ! લગાડવામાં આવેલા છે તેઓ **ઘાતિયા કર્મ** કરનારા છે અને બીજા ચાર સરદારોને **સેનના** પૂછડાં જોડેલાં છે તેઓ **અઘાતિઆ કર્મ** કરનારા તરીકે ઓળખાય છે.

## ❀ કુનેહબાજ કામદેવ. ❀

મોહરાજાનો ખાનગી મિત્ર (સલાહકાર) તરીકે એક બહુ ખટપટીઓ, ભલભલાને ભમાવી ભાગ્યપર હાથ દેવડાવે તેવો, લાખોને લલચાવી લૂંટાવી લાચાર બનાવે તેવો, કરોડોને કાળાં ધોળાં કરી કાયર કરે તેવો, અસંખ્યોને અણધાર્યા સપડાવી અઘટિત આચરણ કરાવે તેવો, કપટકળાનો ખજાનો અને વાત કરી વંઠાવવામાં મજાનો, સદાચરણી અને શીળવાનોના સત્ય અને શીળનો ખજાનો લૂંટી લેવામાં શાણો ! એવો મહાપ્રવીણ ! અને અક્કલબાજ! **કામદેવ** નામનો મિત્ર હતો, જે રાજાનું હરકોઇ કામ ત્વરાથી બજાવતો, તેથી રાજા એને ગમે તેવાં મહાભારત ગુંચવણભરેલાં કામ હોય તે સોંપતા અને તેવે સમયે સલાહ પણ એનીજ લેવાનું વ્યાજબી વિચારતાં હતા !

## ❀ કામદેવની સ્ત્રી રતિબાઈ. ❀

આ પ્રવીણ અને ઉસ્તાદ કામદેવની સંપૂર્ણ સહાયકારી અર્ધાંગના સમાન **રતિબાઈ** નામની સ્ત્રી હતી. તે પણ કામદેવના કર્તુંકાને ભુલાવે તેવી **કળાબાજ** હતી, પોતાના સ્ત્રીચરિત્રવડે ભલભલાને ભ્રમિત કરી ગુલતાન બનાવી દે તેવી હતી. તેમજ પોતાના પતિ કામદેવની સાથે રહી માહા વિકટ કાર્યો પણ ત્વરાથી બજાવે તેવી ચંચળ હતી. રતિબાઈ પાસે એવા આયુદ્ધ ( પરાક્રમ ) હતાં કે દુશ્મનોને હાર ખવડાવવામાં અને વશ કરવામાં જરાપણ વાર લાગતી નહીં. દૃષ્ટિ નીચે આવેલો દુશ્મન એની કપટજાળમાં સપડાયા વિના ભાગ્યેજ રહી શકતો. જેવી રીતે સરળ હૃદયવાળા બિચારાં મૃગોને ફસાવવા માટે દુષ્ટ પારધી એક બાજુ મધુર વીણા બજાવે છે અને બીજી બાજુ ધનુષ્ય ઉપર તીક્ષ્ણ બાણ ચઢાવી તાકી રહે છે અને જેવું બિચારૂં વિશ્વાસુ મૃગ ગાનમાં ગુલતાન થયું કે તુરત તેના પ્રાણ હરી લે છે, તેવીજ રીતે આ રતિબાઈ પણ અનેક કાર્ય ફતેહમંદીથી કરતી હતી અને પોતાના પતિનું તથા રાજા તરફનું ભારે માન ધરાવતી હતી. કામદેવને રાજ્ય તરફના કઠિન કાર્ય પણ એની મદદથી બહુ સરળ થઈ પડતાં.

મિથ્યાત્વપુરના નગરનિવાસી તમામ જનો મોહરાજાની આણ માનનારા તો છેજ, પરંતુ તેઓને રાજાના મુખ્ય માનીતા કામદેવ અને રતિબાઇએ પોતાની **પ્રેમરૂપી પપંચજાળમાં** એવા તો મશગુલ બનાવી મુકયા છે કે તેઓ એ દેશ છોડી બીજા દેશમાં જવાનું મન કે અભિલાષા કરતાજ નથી. જેવી રીતે

પતંગીઆને અગ્નિનો દીપક સુવર્ણુંય જણાય છે તેવીરીતે આ નગરની પ્રજાને દુષ્ટ રાજ્યઅમલ પણ સુખરૂપ ભાસતો હતો. કેમકે જેમ ખાબોચીયાના દેડકાને સમુદ્રનું ભાન હોતું નથી તેમ એઓની પણ સ્થિતી હતી.

## પ્રતાપી પુત્ર! કષાયસિંહ.

આ પ્રમાણે રાજ્ય દરબારની તથા શેહેરની વ્યવસ્થા ચાલી રહી છે તથા **મોહરાજા** પણ પોતે પ્રાણસમાન પ્યારી અને સુગંધીદાર પુષ્પોની ક્યારી ગણતા તે **વિષયારાણી** સાથે વિષય વાસનામાં લીન થઇ ભોગવિલાસ કરી રહ્યા હતા. જેમ કૃષીકારોને ખેતરમાંથી કૃષીવિદ્યાવડે ધાન્ય અને ફળની પ્રાપ્તિ થાય છે તેમ સંસારી અને વિષયરાગી મનુષ્યો (જીવો) ને પણ લક્ષ્મી અને પુત્રપુત્રીની પ્રાપ્તિ થાય છે, તે અનુક્રમે આપણી વાર્તાના મુખ્ય પાત્ર મોહરાજાને એક **પુત્ર** અને એક **પુત્રી**ની પ્રાપ્તિ થઇ હતી.

રાજાને આ એકનો એક કુંવર હોવાથી ઘણો લાડમાં અને કોડમાં ઉછેરતા હતા, અને રાજ્યગાદીનો પણ એજ વારસ હોવાથી રાજ્ય દરબારના તમામ કાર્યવાહકો એ **પાટવી કુંવર** ઉપર બહુ પ્રીતિ રાખતા અને જરા પણ વીલો મુકતા નહી કે વાંકો વાળ થવા દેતા નહી. કુંવર ક્રમે ક્રમે મોટો થતો ગયો, અને ટૂંક સમયમાં વિદ્યાકળામાં સારી નિપુણતા મેળવી લીધી. કહેવત છે કે **"પુત્રનાં લક્ષણ પારણાંમાંથી જણાય"** તેમ કુંવર નાનપણથીજ વિચક્ષણ બુદ્ધિનો ધારક હતો, અને પોંતાની ધારેલી હઠ પૂર્ણ કરે ત્યારેજ જંપીને બેસે તેવો હતો. આ પ્રતાપી! રાજ્યપુત્રનું નામ કષાયસિંહ હતું.

## ❀ કષાયસિંહની કળાકૌશલ્યતા. ❀

કુંવરજી નામ પ્રમાણેજ ગુણના ધારક હતા. એઓનો સ્વભાવ બહુ કડક હતો. જ્યારે મિજાજ જાય ત્યારે કોઇને પણ લેખામાં લેખે તેવા નહોતા અને પોતાની જે ધૂનમાં આવે તેજ ખરૂં કરવાનો એમનો સંકલ્પ હતો. આ કારણથી એમના પિતા મોહરાજાએ એમની તાબેદારી કરવાને **ચાર શૂરવીર યોદ્ધાઓ** સોંપ્યા હતા, તેઓ બહુ બહાદુર અને ચાલાક હતા, તેમના નામ-**અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ** અને **સંજવલન** હતાં. એ ચાર યોદ્ધાઓના હાથ નીચે બીજા પચ્ચીસ બહાદુર સુભટો રાખેલા હતા, તેમાંના ક્રોધસિંહ, **માનસિંહ, માયાસિંહ, લોભસિંહ** એઓ પોતાના ચારે સરદારોનું કામ બજાવતા હતા અને જ્યારે કુંવરજી બોલાવે કે તરત હાજર થઈ જતા અને દુસ્મન (આત્માને) ને દફે કરવામાં કદી પાછી પાની કરતા નહી. મોહરાજાના બીજા ઘણાએ યોદ્ધાઓ હતા, છતાં આ ચાર તો ખરેખર અવધિજ કરતા હતા. એઓના શૂરાતનનાં વખાણ કરવાં બહુ કઠિણ કાર્ય છે, કેમકે તેનો છેડો આવે તેમ નથી.

ક્રોધનો સ્વભાવ અગ્નિના જેવોછે. જેમ અગ્નિને વશ થએલી થયેલી વસ્તુ બળીને ભસ્મ થાય છે, તેમ ક્રોધસિંહના પંજામાં પકડાયલા દુસ્મનના હાલ થતા હતા, **માનનો** સ્વભાવ વિપ સમાન છે. વિષ ગ્રહણ કરેલા મનુષ્યને બચવાની આશા ભાગ્યેજ હોય છે તેમ માનસિંહના સપાટામાં આવેલાની તેવીજ દુર્દશા થતી હતી. **માયાનો** સ્વભાવ અંધકાર સમાન છે. જેમ અંધારામાં પડેલી વસ્તુનો પત્તો લાગવો બહુ મુશ્કેલ પડે છે, તેમ માયાસિંહની જાળમાં સપડાયલાની ગતિ થતી હતી.

**લોભનો** સ્વભાવ વ્યાધિ (રોગ) જેવો છે. જેવી રીતે વ્યાધિથી પીડિત જીવને સાર અસાર કે ધર્મ અધર્મનું ભાન ભૂલાઇ જાય છે અને ફક્ત વ્યાધિ કયારે સારો થાય એજ અભિલાષા રહે છે, તેવી રીતે લોભસિંહને શરણ પડેલાની અવદશા થતી હતી અને જેમ જેમ લોભના શરણાંગતીઆનું ઇચ્છિત કાર્ય બનતું જાય તેમ તેમ લોભસિંહના કિંકરો તેમને વધારે વધારે દબાવતા જતા હતા

આ પ્રમાણે **મોહરાજાના** પાટવીકુંવર **કષાયસિંહ** પોતાની કળાકૌશલ્યતા અને કર્તુંકોનો દોર ચલાવી રહ્યા હતા. અને પોતાના દંડુકીઆ સરદારોની સહાયથી સર્વે ઇચ્છિત કાર્યો કરતા હતા પ્રજાજનોને ઘણીએ પીડા એમના તરફથી પડે, પણ કહે કોને અને સાંભળે પણ કોણ ? કેમકે લાડીલા અને માનીતા કુંવર સાહેબને કોઇથી કાંઈ ઠપકો કે શીખામણ આપી શકાતીજ નહીં. એવણને તો પોતાના મગજમાં આવ્યું તેજ સવાવીસ હતું. એમનો સ્વભાવ બહુજ ઉદ્ધત હતો અને તથી કદાચ કોઈ કહે તો તેને પણ ગણકારતાજ નહિં.

## ❀ કોડીલાં કુબુદ્ધિબ્હેન. ❀

મોહરાજાની માનીતી મહારાણી વિષયાને પાટવીકુંવર કષાયસિંહનો પ્રસવ થયા પછી કેટલેક સમયે રૂપલાવણ્યનો ભંડાર એવી એક **પુત્રીની પ્રાપ્તિ** થઇ હતી. આ પુત્રી સ્વરૂપમાં એવી સુંદર હતી કે ચંદ્રમાને પણ લજ્જાયમાન કરતી હતી. તેની મનોહર મુખાકૃતિના મધ્યમાં રત્ન સમાન નેત્રો ઝળકી રહ્યાં હતાં. મસ્તકપર શ્યામવર્ણના કેશનાગની ફેણ સમાન શોભી રહ્યા હતા. તેના મુખરૂપી

મંદિરની અંદર મૂર્તિસમાન બત્રીસ દાંતો દાઢેમની કળી સમાન ગોઠવાઈ રહ્યા હતા, તેના ગુલાબી ગાલોમાં રક્તની લાલી પ્રસરી રહી હતી, ટૂંકમાં તેના શરીરના દરેક અવયવો સંપૂર્ણ સુંદરતાને પ્રાપ્ત થયેલા હતા, અને એકંદરે તે કુંવરી રૂપલાવણ્યનો ખજાનોજ હતી. માતાપિતાનો તેના ઉપર બહુ પ્રેમ હતો કેમકે તેની પછી બીજું સંતાન ઉત્પન્ન થયું નહોતું. ક્રમે ક્રમે પુત્રી મોટી થઈ. જેમ બીજનો ચંદ્રમા વધતો વધતો પૂર્ણિમા સુધીમાં સંપૂર્ણ તેજસ્વી અને આંખોને મધુર લાગે તેવો બને છે તેમ આ કુંવરી પણ જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ રૂપ લાવણ્યમાં ભરપુર થતી ગઈ, અને સંપૂર્ણ યૌવનાવસ્થાને પામી. વિષયારાણી પણ પુત્રીને બહુ લાડ લડાવતાં હતાં. પુત્રીને ઇચ્છિત વસ્તુ હાજર કરતા હતા, અને પુત્રી વિના ઘડી પણ ગમતું નહોતું. માતાઓનો પ્રેમ પુત્રી ઉપરજ વિશેષ હોય છે તેમ કુબુદ્ધિબ્હેનના ઉપર એની માતાનો અપૂર્વ પ્રેમ હતો. કુબુદ્ધિબ્હેન પણ મનમાનતા કોડ પુરા પડવાથી ઇતરાજીથી ભરપુર થઇ ગયાં હતાં. કુંવરી વયે પુખ્ત થવાથી એમના માતાપિતાને એના લગ્ન કોઇ યોગ્ય રાજપુત્ર સાથે કરવા માટે રાત્રિદિન વિચાર અને ચિંતા થવા લાગી.



# प्रकरण त्रीजुं.

## ❀ મોહરાજા કુંવરીવિવાહની ચિંતામાં ❀

મોહરાજાની લાડીલી પુત્રી કુબુદ્ધિબ્હેનની યુવાની પુષ્પની માફક ખીલી રહી હતી. જેમ કુદ્રતી રીતે ખીલેલાં પુષ્પો પ્રથિકજનોને આનંદ પમાડે છે અને મન હરણ કરે છે તેમ આ કુબુદ્ધિ રાજકુંવરીની લાવણ્યતા જોઇને કંઇક રાજપુત્રો અને અન્ય સજ્જનો મોહિત થઈ એને વરવાની વાંચ્છા કરવા લાગ્યા. મોહરાજાને પણ હવે કુંવરીની સગાઈ જેમ બને તેમ ત્વરાથી કરી દેવાની ચટપટી લાગી રહી હતી, કેમકે પૂર્ણ યુવાવસ્થાને પામેલી પુત્રીઓને કુંવારી રાખી સબડાવ્યા કરવાથી તેઓ પ્રસંગોપાત દુરાચરણમાં દોરાઇ જાય છે અને પિતાના કુળને કલંક લગાડનારી નીવડે છે. ખીલેલાં ગુલાબની કળી કે પરિપકવ થયેલું આમ્રફલ ઉપયોગ કર્યાવિનાનું બિગાડને પ્રાપ્ત થાય છે તેમ યોગ્ય વયે પહોંચેલી યુવાન બાળાઓને કુંવારી રાખી મુકવાથી તેવીજ દશા થાય છે. વનમાં વિચરતા ગજરાજો અંકુશવિના જેમ ઉન્મત્ત દશાને પામે છે તેમ અંકુશસમાન પતિ વિનાની યૌવનવતી બાળાઓની દશા થાય છે. સદ્‌વિચારી અને નીતિવાન માતાપિતાની યોગ્ય વયે પહોંચેલી પુત્રીઓને લગ્નગાંઠથી જોડી પોતાને પરમ કૃતાર્થ માને છે. જેવી રીતે મસ્તક ઉપર ચઢાવેલા બોજાવાળો મનુષ્ય ભારથી દુઃખિત હોય છે અને તે બોજો મસ્તકેથી ઉતરે ત્યારે પોતાને પરમ સુખી સમજે છે તે પ્રમાણે સજ્જન

પુરૂષો પોતાની યુવાનબાળાઓને બોજારૂપ ગણે છે અને જ્યારે તેઓના લગ્ન કરી સાસરે વળાવે છે ત્યારેજ પોતાને પરમ સુખી ગણે છે.

દિવસે દિવસે મોહરાજાની ચિંતામાં વધારો થવા લાગ્યો, કુંવરીની સગાઇ કરવા માટે તેના હૃદયમાં અનેક વિચારો થવા લાગ્યા. કયા રાજપુત્ર સાથે તેની લગ્નગાંઠ જોડવી તે તેઓ નિશ્ચય કરી શક્યા નહીં, ત્યારે આખરે તેઓને પોતાના **વિશ્વાસુ કિંકર કામદેવની** સલાહ લેવાનું યોગ્ય લાગ્યું, કેમકે ગમે તેવાં અટપટા અને વિકટ કાર્યોનો નિવેડો ઘણી વખતે કામદેવની સલાહથીજ મોહરાજાએ કરેલો હતો અને તેમાં તેમને ફતેહ મળી હતી અને તેથી આ વખતે પણ તેની સલાહ સમયાનુકુળ થઇ પડવાની એમને આશા લાગી.

ત્વરિત કામદેવને બોલાવી મંગાવ્યો. કામદેવ વિનાવિલંબે બીજાં કામો પડતાં મુકી હાજર થયો અને હાથ જોડી મસ્તક નમાવી રાજા પ્રતિ ગદ્‌ગદ્ કંઠે પૂછવા લાગ્યો–"અન્નદાતા! શી આજ્ઞા છે? એવું કયું કઠિન કાર્ય આવી પડયું છે કે તેને માટે આપ આટલા ઉદાસ દેખાઓ છો? મારા જેવા કિંકરો આપની હજુરમાં હોવા છતાં આપને આટલી ફિકર કરવાનું કાંઇ કારણ નથી, માટે જે હુકમ હોય તે સેવકને ફરમાવો, હું હઝારો કષ્ટે પણ તેવું કામ કરવા તૈયાર છું."

**મોહરાજાએ** કહ્યું–"ભાઇ કામદેવ, તારી મદદ વડે તો મેં અનેક મહાભારત કાર્યો પાર પાડયાં છે અનેક દુશ્મનોને વશ કર્યા છે, તે મારી જાણ બહાર નથી તેથીજ આ પ્રસંગે પણ તને બોલાવી

મંગાવ્યો છે. પ્રિય બંધુ! આપણી પુત્રી કુબુદ્ધિ યોગ્ય વયે પહોંચી છે અને તેથી તેને માટે કોઇ અનુકુળ રાજપુત્ર પસંદ કરવો જોઇએ. મેં અનેક વિચારો કર્યા, પણ હું કોઈ નક્કી નિર્ણયપર આવી શકયો નથી, માટે મેં તારી સલાહ લેવાનું યોગ્ય વિચાર્યું છે, તો કોઇ વિદ્વાન અને ધનાઢ્ય રાજવંશી પુરૂષની બાતમી તું જાણતો હોય તો આપ કે જે આપણી કુંવરીને તથા આપણને પસંદ પડે અને પુત્રીનો ગૃહસંસાર સુખરૂપ નીવડે.”

કામદેવે કહ્યું–“મહારાજા! મને પણ આપની કુંવરી માટે હમેશાં વિચાર થયાજ કરે છે, અને તેથી હું પણ એ બાબતની તજવીજ કર્યાજ કરૂં છું. એક પ્રસગે હું કાંઇ કાર્ય નિમિત્તે બહારગામ ગયો હતો ત્યારે મેં તે નગરનિવાસી જનોના મોંઢેથી પ્રફુલ્લપુરના રાજા ચૈતન્યસિંહના વખાણ તથા તેઓની કીર્તિ સંપત્તિ અને રૂપલાવણ્યતાની પ્રશંસા સાંભળી હતી, જેથી મને આશ્ચર્યતા થઈ કે એવો તે વળી કેવો શૂરવીર અને સ્વરૂપવાન રાજા છે કે જે મોહરાજા કરતાં પણ વધારે લાયકાત ધરાવે છે?

તે દિવસથી મારા મનમાં એવી અભિલાષા થયા કરે છે કે ક્યારે તેમને નજરે નિહાળું, પણ આપની આજ્ઞા સિવાય હું બહાર કેમ જઇ શકું? હવે આજે આપ જ્યારે મારી સલાહ પૂછો છો ત્યારે કહું છું; આપનો હુકમ હોય તો હું રાજકુંવરીના વેશવાળનું માગું કરવા માટે રાજા ચૈતન્ય પાસે જાઉં. મને લાગે છે કે આપની કુંવરી બહુ સ્વરૂપવાન છે; તેથી જરૂર ચૈતન્યરાજા તેને પસંદ કરશે અને આપણી માંગણી સ્વીકારશે, માટે મને આપણી કુબુદ્ધિબ્હેનનો ચિત્રપટ (ફોટો) હોય તો તે આપો, તો તે લઈ રાજા ચૈતન્યસેનના નગર પ્રફુલપુર તરફ રવાના થાઉં.

**મોહરાજાને** પણ એ વાત ઠીક લાગી અને તરત ચિત્રપટ મંગાવી આપ્યો અને કામદેવને પુફુલપુર તરફ વિદાય કર્યો.

**કામદેવ** પોતાને ઘેર ગયો અને પોતાની સ્ત્રી **રતિબાઇને** સર્વે હકિકત કહી તથા તેની ઘટિત સલાહ લઈ ચાલતો થયો. કેટલેક દિવસે તે પુફુલપુર નગર સમીપ જઇ પહોંચ્યો. નગરના દ્વારપાળે તેને રોકયો; તેથી તેને હકીગત કહી ત્યાંથી રાજમહેલમાં **ચૈતન્ય રાજાની કચેરીમાં** ગયો. દરબારનો દિવ્ય ઠાઠ તથા ચૈતન્યનું સુંદર તેજસ્વી સ્વરૂપ અને તેના રાજ્ય કારોબારની વ્યવસ્થા જોઇ કામદેવ સ્તબ્ધ બની ગયો, આખરે **મનરાજની મદદથી** રાજાનો મેલાપ કર્યો. અને **કુબુદ્ધિ કુંવરીનો ચિત્રપટ** બતાવી વિવાહનું માંગું કર્યું, જે કેટલીક આનાકાનીએ ચૈતન્ય રાજાએ સ્વીકાર્યું. આથી કામદેવ પોતાની ધારણામાં ફળીભૂત થયો અને ત્યાંથી પાછો પોતાના **મિથ્યાત્વપુર** નગરમાં આવી પહોંચ્યો અને મોહરાજાને હર્ષના સમાચાર કહેવા ઉતાવળો ઉતાવળો રાજ્યમ્હેલમાં આવી લાગ્યો.

મોહરાજા પુત્રીની ફિકરમાં ને ફિકરમાં દિવસ કાઢતા હતા, આ સમયે તેઓ ઊંડા વિચારમાં બેઠેલા હતા. એકાએક તેઓએ કામદેવને પોતા પાસે આવતો જોયો એટલે તેઓનું મન '**કામદેવ શું સમાચાર લાવ્યો છે**' તે સાંભળવા આતુર બની ગયું.

## ❀ વિવાહની વધામણી. ❀

કામદેવ ઘણે દૂરથી આવેલો હોવાથી બહુ થાકી ગયો હતો તેથી દમ લેવા જરાવાર બેઠો, પણ રાજાજીને હકિકત સાંભળ્યા વિના ચેન પડતું નહોતું, તેથી કામદેવને પૂછ્યું—" કેમ મિત્ર! કાંઈ બોલતો નથી? ગયો તેમ પાછો તો નથી આવ્યોને? જે હોય

તે કહેતો કેમ નથી ? જે હોય તે મને જણાવ ત્યારે મને સ્થિરતા થશે. ”

**કામદેવ**—“ મહારાજાધિરાજ ! આપનો કિંકર કામદેવ જે કામ માથે ઉઠાવે, તે ન બને એમ તો ભાગ્યેજ બને. ગમે તેવું કઠણ કાર્ય હોય તો તે પણ આપનો સેવક પૂર્ણ કરે ત્યારેજ જંપીને બેસે તેમ છે એમ આપ ક્યાં નથી જાણતા ? તો પછી આવાં નજીવાં કાર્યમાં હું વીલે મોંઢે પાછો આવું. એવું આપ કદીપણ ધારશો નહીં. આપણું કાર્ય ફળીભૂત થયું છે. અહીંથી નીકળ્યા પછી થોડે દિવસે હું પુર્ફલપુર નગર પોંહોચ્યો. નગરના દ્વારપાળે મને અજાણ્યો માણસ ધારી રોક્યો કેમકે રાજાનો એવો હુકમ હતો કે અજાણ્યાને તપાસ કર્યા વિના શેહેરમાં દાખલ થવા દેવા નહિં. દ્વારપાળે મને પૂછ્યું કે તમે કોણ છો ? અને ક્યાંથી આવ્યા છો ? મેં કહ્યું કે હું મિથ્યાત્વપુરના મોહરાજાનો દૂત છું. અને તેમના તરફથી તમારા રાજા **ચૈતન્યસિંહની** મુલાકાત લેવા આવ્યો છું, ત્યારે તેણે મને જવા દીધો. નગરના રસ્તા, બજારો અને મકાનોની સુંદરતા અને સ્વચ્છતા નિહાળીને, હું તો આભોજ બની ગયો અને મનમાંજ વિચાર કરવા લાગ્યો કે જે નગર આવું રમણિક અને સુઘડતાને પામેલું છે, તો તેના અધિકારીઓની દેખરેખ કેવી સરસ હોવી જોઇએ, તેની પ્રશંસા કરતો કરતો રાજ્યમ્હેલ તરફ જવાનો રસ્તો પૂછતો હું આગળ વધ્યો. દૂરથીજ મ્હેલ દેખાવા લાગ્યો, તે જાણે ગગનમંડળની સાથે વાત કરતો હોય તેવો ઉંચો જણાતો હતો, અને રંગબેરંગી દિવાલો તથા નકસીદાર થાંભલાઓ તેવડે બહુ રમણીય લાગતો હતો. જેમ જેમ હું તેની પાસે જતો ગયો તેમ તેમ તે વધુ સુંદર અને મનને

આનંદ પમાડે તેવો આકર્ષણીય જણાયો. રાજ્યમ્હેલના મુખ્ય દ્વાર નજીક જ્યારે હું જઈ પહોંચ્યો, ત્યારે ત્યાં એક દ્વારપાળ હાથમાં ખડ્ગ (તરવાર) લઇ ચોકી કરતો જણાયો, તેની પાસે જઇને હું ઉભો રહ્યો, ત્યારે તેણે મને પૂછ્યું કે તમો કોણ છો અને ક્યાંથી આવ્યા છો ? તમો કોઇ અજાણ્યા અને અન્યદેશના લાગો છો. મેં કહ્યું–"ભાઈ! તમો કહો છો તેમજ છે. હું તમારા પ્રતાપી રાજાની પ્રશંસા સાંભળીને તેમના દર્શનની અભિલાષા થવાથી અહીં બહુ દૂર દેશથી આવ્યો છું અને તેમનો મેલાપ કરવાની ઉત્કંઠા રાખું છું. મારું નામ **કામદેવ** છે અને હું મિથ્યાત્વ-પુરના રાજા **મોહસેનનો** પરમપ્રિય અને સલાહકાર મિત્ર થાઉં છું, માટે મેહેરબાની કરીને આપના રાજાજી પાસે મને જવા દેશો."

**દરવાને** કહ્યું—"રાજાજીનો પોતાનો હુકમ હોય તોજ મ્હેલમાં દાખલ કરી શકાય છે અથવા તેઓના **વજીર મનરાજની** પરવાનગી હોય તો જવા દેવામાં આવશે." મેં કહ્યું–"જો એમ છે તો આપ મનરાજને પૂછી જુઓ." તે દ્વાર-પાળ થોડીજ વારમાં રજા લઇને આવ્યો અને મને મ્હેલમાં જવા દીધો. હું ખુશખુશાલ થતો આનંદી ચેહેરે રાજા ચૈતન્યસેનની રાજસભામાં જઇને એક બાજુ નમ્ર વદને ઉભો રહ્યો. દરબારમાં રાજા પોતે એક રત્નજડિત ઉંચા સિંહાસન ઉપર બિરાજ્યા હતા, અને પાસે **જ્ઞાનસિંહ પ્રધાન, મનરાજ વજીર, સમતાસેન સૈન્યાધિપતિ,** તથા બીજા અનેક યોદ્ધાઓ હાજર હતા, તથા અનેક પ્રતિષ્ઠિત પ્રજાજનો પણ પધારેલા હતા. પ્રધાનજી જ્ઞાનસિંહ રાજ્ય-ની વ્યવસ્થાનું વર્ણન અને સ્થીતિનું બ્યાન કરતા હતા, દરબારનો દિવ્ય ઠાઠ જોઈ હું તો સ્તબ્ધજ બની ગયો. એટલામાં શેહેરની

જીને સટરપટર ઘણું સમજાવ્યા અને દોઢડાહ્યાની માફક પોતાના જ્ઞાનના ગાંસડાપોટલા ખાલી કરી નાંખ્યા, પણ વજીરનું મન તેમનું કહ્યું કબુલ કરતું નહોતું. મનરાજાનું મન અપ્સરાતુલ્ય કન્યાને જતી મુકવાને સાફ ના પાડતું હતું. તેણે આખરે રાજાજીને હા કહેવડાવી અને આપણી માંગણી સ્વીકારી અને મને ઇનામમાં કેટલુંક દ્રવ્ય તથા શ્રીફળ આપી વિદાય થવા કહ્યું. મેં પણ તેઓને લગ્નને માટે તાકિદથી તૈયારી કરવાનું અને લગ્નના મુહૂર્ત પહેલાં આવી પહોંચવાનું આમંત્રણ કર્યું અને ત્યાંથી પાછો આપની તરફ આવવા નીકળ્યો. રસ્તામાં હું અનેક તર્કવિતર્ક કરતો અને ખુશ થતો આજ આપની પાસે આવી પહોંચ્યો છું.

## પ્રકરણ ૪ થું.

### કુબુદ્ધિનાં લગ્ન.

વિરહવેદનાથી પીડિત થતી કુંવારિકા કુબુદ્ધિબ્હેન પોતાના વિવાહની વધાઈ સાંભળી હર્ષિત થઇ અને તેના હૃદયમાં આનંદ-સાગરની છોળો ઉછાળા મારવા લાગી તથા પોતાની પ્રિય સખીઓને ભેળી કરી તેની સાથે હર્ષવિનોદની વાતો કરવા લાગી. પોતાની જીવજાન વહાલી **લેશ્યા નામની** છ **સખીઓ** ( કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, પીતલેશ્યા, પદ્મલેશ્યા અને શુકલલેશ્યા) ને પ્રેમથી પાસે બેસાડી પોતા સાથે તેડી જવાંની આશા આપવાં લાંગી. કામદેવની સ્ત્રી **રતિબાઈ** પણ ત્યાં આવી પહોંચ્યા અને

કુબુદ્ધિબ્હેનને આવો પરાક્રમી પતિ મળ્યો, તે માટે તેને બહુ ભાગ્યશાળી કહી ઓવારણાં લેવા લાગી અને પોતાના પતિ કામદેવના મુખથી સાંભળેલી ચૈતન્યની પ્રશંસા કુંવરીને કહેવા લાગી. કુંવરી પણ પોતાના પતિની પ્રશંસા સાંભળીને પોતાને બહુ ભાગ્યશાળી સમજી હૃદયમાં ફૂલાઇ ફૂલાઇને દોઢી થવા લાગી; અને પરણ્યા પછી આમ કરીશ અને તેમ કરીશ એવા એવા અનેક હવાઈ કિલ્લા પોતાના હૃદયરૂપી સમુદ્ર ઉપર બાંધવા લાગી; અને અધીરાઈથી લગ્નના દિવસની વાટ જોવા લાગી.

**મોહરાજા** પણ કુંવરીના લગ્ન માટે જોઇતી તૈયારી તાકિદે કરવા લાગી ગયા. તેઓનો ચેહેરો પેહેલાં કરતાં હવે કંઈક ખુશ રહેવા લાગ્યો. જે દિવસે કામદેવ વિવાહની ખુશ વધાઈ લઇને આવ્યો, તેજ દિવસે લગ્નનું મુહૂર્ત જોવા માટે જોશીરાજને બોલાવી મંગાવ્યા, અને તેઓએ વરકન્યાના ગ્રહની ગણત્રી કરી ધન, મકર ને કુંભ ગણીને લગ્નને માટે એક શુભ દિવસ બતાવ્યો, જોશી મહારાજને અમુક શીરપાવ આપી વિદાય કર્યા, અને લગ્નની કંકોત્રી તૈયાર કરી એક હોંશીયાર દૂતને તે તાકિદથી પહોંચાડવા માટે પુર્ફલપુર તરફ રવાના કર્યો, અને લગ્નનો દિવસ બહુ દૂર નહીં હોવાથી જોઈતી સામગ્રી તૈયાર કરવાનું કામ તડામાર ચાલુ રાખ્યું.

આ તરફ **ચૈતન્ય રાજા** પણ કુબુદ્ધિના સ્વરૂપનું ચિત્ર નિહાળ્યું હતું ત્યારથી **પ્રેમાંધ** બનીને લગ્નના દિવસની વાટ અધિરાઇથી જોઇ રહ્યા હતા, પ્રધાનનજી **જ્ઞાનસિંહે** એમને વિવાહ માટે ના પાડી તેથી તેમના ઉપરથી પણ મન ઉતરવા લાગ્યું હતું

તકેદારી રાખનાર સુસ્વભાવસિંહ કોટવાલ કેટલાક ગુન્હેગારોને લઇને દરબારમાં દાખલ થયા, તેઓને બાંધીને મુસ્કેટાઇટ કરી હાથમાં બેડીઓ પહેરાવેલી હતી. એ ગુન્હેગારોમાં કેટલાક ચોરો, જુગારી, પરસ્ત્રીલંપટી, વેસ્યાગામી, મદિરાપાની, અસત્યભાષી, બહુ આરંભી, વગેરે રાજ્યની આજ્ઞાનું ઉલંઘન કરનારા બદમાશો હતા. તેઓની ચાલચલણ અને કર્તુકોની કથા- કોટવાલે કહી સંભળાવી તે સાંભળી રાજા તથા પ્રધાન વગેરે સર્વ સભાજનો આશ્ચર્યચકિત થઇ એકમેકના સામું જોવા લાગ્યા અને માંહો-માંહે બબડવા લાગ્યા કે આ શું ? આપણા નગરમાં આવા બદમાશો ક્યાંથી આવીને વસ્યા ? આપણે તો કોઈ દિવસ આવા ગુન્હેગારોનું નામ કે નિશાન જાણ્યું કે સાંભળ્યુંએ નથી અને આ અણુચિતવ્યા ઉત્પાતીઆઓ આવ્યા ક્યાંથી તે કાંઇ સમજાતું નથી. એ અરસામાં પ્રધાનજીએ સર્વેને શાંત થઇ જવા કહ્યું અને ગુન્હેગારોને પકડી લાવનાર કોટવાલ સુસ્વભાવસિંહને હુકમ કર્યો કે આ તમામ બદમાશોને આપણા રાજ્યની હદબાહેર કાઢી મુકો અને ફરીથી ભુલેચુકે પણ એઓ આપણા નગરમાં આવે નહીં એવી સખ્ત તાકિદ આપો. આ ગુન્હો એઓનો પ્રથમનોજ છે તેથી બીજી વધુ શિક્ષા હાલમાં ફરમાવતો નથી. વળી આપણા નગરના રક્ષક સર્વે સિપાઇઓને પણ ખબર આપીદો કે આવા બદમાશોને કે અજાણ્યા અને શક પડતાઓને શેહેરમાં દાખલ થવા દે નહીં. આ પ્રમાણે કહી પ્રધાનજી પોતાને સ્થાનકે બેસી ગયા.

આટલો સમય હું દરબારની સર્વ ચર્ચા જોઇ રહ્યો હતો, પણ મારો તો ત્યાં કોઈ ભાવે પૂછતું નહોતું કે કામદેવ કયે છેડે

ખુણે પડયો છે, કેમકે ત્યાં મને કોઇ ઓળખતું નહોતું, જેથી મને વિચાર આવ્યો કે આમ મૂઢ જેવો ઉભો થઈ રહું તેમાં મારૂં શું વળ્યું ? આજ તો **બોલે તેનાજ બોર વેચાય**, એમ વિચારી હું આગળ વધ્યો અને રાજાજીથી થોડેજ દૂર સભાજનોની મધ્યમાં જઇ ઉભો, પણ બોલવાની મારી છાતિ ચાલે નહીં.

**મહારાજા ચૈતન્યસિંહ**નું સુંદર સ્વરૂપ સૂર્ય સમાન શોભી રહ્યું હતું. નેત્રો ગગનમંડળમાં તારા સમાન ઝળકી રહ્યા હતા. તેઓના મુખમંડળ ઉપરથી ચોખ્ખું માલમ પડતું હતું કે તેઓ તરૂણ વયના અને ચંદ્રસમાન શાંત પ્રકૃતિના છે. હવે હું જ્યાં ઉભો હતો ત્યાં પાસેજ વજીરજી **મનરાજ** બેઠેલા હતા તેમણે મને જોયો અને પૂછ્યું--"હમણા દ્વારપાળ તમારે માટેજ રજા લેવા આવ્યો હતો કે ?" મેં કહ્યું–"હાજી." બાદ તેઓએ મારી હકીગત સાંભળી. મેં કુંવરીનો ચિત્રપટ બતાવ્યો તે જોઈ તેઓ બહુ રાજી થયા અને એ ચિત્રપટ રાજાજીને બતાવવા તેમની પાસે ગયા રાજાજી પણ તે નિહાળી આનંદ પામ્યા. મનરાજે કહ્યું કે મહારાજ ! આ તરૂણ કુમારિકા મિથ્યાત્વપુરના મોહરાજાની પુત્રી થાય છે અને એ મનમોહીની બાળાના લગન આપની સાથે કરવાનો ઇરાદો તેઓ રાખે છે, માટે આપની શું આજ્ઞા છે ?

રાજાએ કહ્યું–"મારો વિચાર કાચો છે કેમકે આપણે ત્યાં સુબુદ્ધિ રાણી યોગ્ય અને ઠરેલ છે, પણ આ પૂર્ણિમાની ચાંદની સમાન પ્રકાશ આપતી અને ગુલાબના પુષ્પોની કયારી સમાન આકર્ષણ કરતી મનમોહક નાજની નીહાળી મારૂં મન લોભાય છે."

પ્રધાનજી જ્ઞાનસિંહ આ સાંભળી વિચારમાં પડયા અને રાજા-

અને વારે વારે મનરાજને બોલાવી હવે તેમની સલાહ લેવા લાગ્યા. **મનરાજ** જે કહે તેજ હવે તેમને સવાવીસ ભાસવા માંડ્યું. કહેવત છે કે "**વિનાશ કાળે વિપરીત બુદ્ધિ**" તે પ્રમાણે એઓની પ્રકૃતિમાં દિનપર દિન ફેરફાર થતો ચાલ્યો અને રાત્રિ દિવસ એકજ વિચાર તેમના હૃદયમાં ઘુમવા લાગ્યો કે કયારે પેલી દેવાંગનાતુલ્ય સુંદરીનો સુંદર ચ્હેરો નજરે નીહાળું અને કયારે એ મનમોહની મહિલાના મધુર મુખડાંના દર્શન કરી કૃતાર્થ થાઉં અને કયારે એ મૃગલોચની મુગ્ધાના કોમળ હસ્તનો સ્પર્શ કરી તેના મનહર મુખને આલિંગન કરી ઉભરાઇ નીકળેલી કામાગ્નિને શાંત કરૂં, અને કયારે એ સ્વર્ગની ઇન્દ્રાણી સમાન સ્ત્રી સાથે ભોગવિલાસ કરી હૃદયરૂપી ભ્રમરને સંતોષ આપું એવા એવા અનેક વિચારો તેના હૃદયતરંગમાં ઉદ્ભવવા લાગ્યા અને રાજ્યનાં કાર્ય તરફ તેમનું ચંચળ ચિત્ત વિશેષ ચોંટતું અટકી પડ્યું.

મિથ્યાત્વપુરથી લગ્નની કંકોત્રી લઇને નીકળેલો દૂત થોડાજ દિવસમાં પુદ્ગલપુર આવી પહોંચ્યો. દ્વારપાળે દૂતને દાખલ થતો અટકાવ્યો. દૂતે કહ્યું—હું મોહરાજાના તરફથી લગ્નની કંકોત્રી લઇને આવ્યો છું, માટે તમારા રાજાજીની રજા મેળવી મને દરબારમાં જવાદો."

દ્વારપાળ તરત રાજાજી પાસે દોડી ગયો અને દૂતના સમાચાર કહ્યા. રાજાજીએ કુંકુમપત્રિકાની વાત સાંભળી એટલે દ્વારપાળને કહ્યું—"અરે મૂર્ખા ! જા, જલ્દીજા અને તેને મારી પાસે તાકિદે મોકલ." દૂત દરબારમાં દાખલ થયો અને રાજાના હસ્તમાં કુંકુમ-પત્રિકા મુકી અદબથી ઉભો રહ્યો.

## ❀ લગ્નની કુંકુમપત્રિકા ❀

રાજાએ હસ્તે મુખડે તે પત્રિકાને ઉખેડી અને અથથી ઇતિ સુધી વાંચી. લગ્નનો દિવસ ફરી ફરીને બે ત્રણ વખત વાંચ્યો. તેઓના હર્ષનો હવે પાર રહ્યો નહિ. તેમની મુખમુદ્રા પરથી ચિન્તાની છાયા ઉડી ગઈ અને આનંદરૂપી સૂર્યનું તેજ પ્રકાશવા લાગ્યું. લગ્નનો દિવસ બહુ નજીક હોવાથી સર્વ તૈયારી તાકીદથી કરવાની તેઓને જરૂર જણાઈ. પત્રિકા લાવનાર દૂતને મનમાનતો **શીરપાવ** આપી વિદાય કર્યો.

રાજાજીના હાલમાં માનીતા થઈ પડેલા વજીર **મનરાજ** લગ્નની તૈયારી માટે દોડધામ કરી રહ્યા—જરૂર જણાતી સર્વે સામગ્રી એકઠી કરવા મંડી પડયા, લગ્નને દિવસેજ જાન મિથ્યાત્વપુર પહોંચી જાય એવો દિવસ પુદ્ગલપુરથી નીકળવાનો નક્કી કર્યો અને સર્વે સ્નેહીજનોને તથા રાજ્યના અધિકારી અમલદારોને **જાન**માં સાથે તેડી જવા માટે આમંત્રણ કર્યું તથા લશ્કરને અને સૈન્યાધિપતિને પણ સજ્જ થવાનો હુકમ કરી દીધો.

મુકરર કરેલે દિવસે જાનમાં જવા માટે આમંત્રણ કરેલા કેટલાક જાનૈયાઓ ભેગા થઇ ગયા, પણ પ્રધાનજી **જ્ઞાનસિંહ** આવ્યા નહીં કેમકે આ કાર્ય તેમની મરજી વિરૂદ્ધ થતું હતું, તેથી તેમણે તો ચોખ્ખીજ ના પાડી અને સુબુદ્ધિ **પટરાણી** તો વળી આવેજ શાનાં? તેઓ તો સોએ સો ટકા સમજતાજ હતા કે મારે માથે આ **શોકનું સાલ** આવે છે, જે મને કદી સુખે રહેવા દેનાર નથી, એવું વિચારી તેઓ પણ ઘેરજ રહ્યા. ફક્ત કેટલાક ખુશામતીઆ **અમલદારો**, મનરાજ તથા કેટલાક હાજીહા કરવાવાળા

દંડુકીઆ સિપાઇઓ વગેરેને સાથે લઈ રાજા ચૈતન્યસિંહ તૈયાર થઈ ગયા અને હર્ષથી ઉભરાઈ જતા હૃદયે જાન લઈ મિથ્યાત્વપુર તરફ રવાના થયા.

**પ્રિયવાંચકો** ! વિષયવાસનામાં લુબ્ધ થયેલા આત્માઓ શું નથી કરતા ? મનરૂપી ઘોડાને કાબુમાં રાખી સંસારરૂપી ભવ-અટવીમાં મુસાફરી કરવી એજ આત્માની ઉન્નતિનો ઉપાય છે. મનતરંગ મહા તોફાની છે, સ્વસ્થ બેસી રહેનાર મૂર્ખ મૂઢાત્માઓને તે સજ્જડ પટકી દેછે અને વિષયકષાયરૂપી ઊંડી ખાઇમાં ગબડાવી મુકે છે. **ઈંદ્રિયરૂપી લલના** મહા લાલચુ છે. જેમ જેમ એને ઇચ્છિત વસ્તુ પુરી પડતી જાય તેમ તેમ તે વધારેને વધારે આકાંક્ષા કરતીજ રહે છે. **પાંચે ઇન્દ્રિયો પીશાચણીતુલ્ય છે.** એ પાંચે જો આત્માને વળગી, તો તો પછી પૂછવુંજ શું ? સર્વસ્વ નાશનીજ આશા. એમાંની એકાદ પણ વળગે તો તે પણ કયાં ઓછી દુર્દશા કરે છે ? ફક્ત ચક્ષુઇન્દ્રીયમાંજ લોલુપ્ત થયેલા પતંગીઆઓ પ્રેમાંધ બનીને પોતાના અમૂલ્ય પ્રાણની આહુતિ અગ્નિને આપે છે અને તેજ મુજબ હાલમાં આપણી વાર્તાના નાયક રાજા ચૈતન્યસિંહ પણ ફક્ત ચક્ષુઇન્દ્રીયથી કુબુદ્ધિનું ચિત્ર નિહાળી ગુલતાન બની ગયા છે અને આગળ ઉપર એનું શું પરિણામ આવે છે અને કેવી અવદશા થાય છે તે આપણે અનુભવ થશે.

લગ્નને દિવસેજ પ્રભાતમાં રાજા **ચૈતન્યસિંહની** જાન મોહરાજાના નગર સમીપ આવી પહોંચી. જાન આવ્યાના સમાચાર સાંભળી મોહરાજા પોતાની સાથે પટરાણી વિષયારાણી, રાજપુત્ર કષાયસિંહ, પ્રધાનજી રાગસેન અને દ્વેષસિંહ વગેરેને લગ્નને **સામૈયું**

કરવાને સામે ગયા, અને યોગ્ય આવકાર આપી આદરસત્કારસહિત સર્વેને નગરમાં તેડી ગયા, અને એક સંપૂર્ણ સગવડતાવાળા મકાનમાં ઉતારો આપ્યો.

મિથ્યાત્વપુર શેહેરમાં સર્વત્ર સ્થળે આજે ઉત્સાહ વ્યાપી રહેલો છે. નગરમાં નરનારી પણ આજે એજ ચર્ચા ચલાવી રહ્યા છે. કેટલાકો વરરાજાના વખાણ કરે છે, તો કેટલાક કન્યાનું ધન્યભાગ્ય સમજે છે. રાજ્યમેહેલની પાસે એક ભવ્ય મંડપ ધ્વજાપતાકાથી શોભિત બાંધલો છે અને તેને સુશોભિત કરવામાં કાંઇપણ કચ્ચાશ રાખવામાં આવી નથી. લગ્નને માટે એક રંગભૂમિ (ચોરી) તૈયાર કરવામાં આવી છે અને સમયાનુકુળ સર્વે સામગ્રીની તૈયારી ચાલી રહી છે.

## ❀ હસ્તમેલાપ. ❀

લગ્નને મુકરર કરેલે મુહૂર્તે રાજા ચૈતન્યસિંહ અનેક જાતના ઉમદા અને કિંમતી વસ્ત્રાલંકારોથી સજ્જ થઈ, આભૂષણથી અલંકૃત કરેલા અશ્વ ઉપર આરૂઢ થઇ વિવિધ જાતના વાજીંત્ર વગડાવતા **લગ્નમંડપ** આગળ આવી પહોંચ્યા. મોહરાજા તથા દરબારીજનો સર્વેએ મળી તેમને માનપૂર્વક **આવકાર** આપ્યો અને વિષયારાણી પૂર્ણ આનંદથી ઓવારણાં લઈ રંગભૂમિ પાસે તેડી ગયાં અને યોગ્ય આસને બેસાડયાં. **રાજકન્યા કુબુદ્ધિકુંવરીને** પણ આ પ્રસંગે અનેક જાતના કિંમતી અને રત્નજડિત આભૂષણો તથા વસ્ત્રોથી સજ્જ કરી રંગમંડપમાં આણવામાં આવ્યા. રાજ્યપુરોહિત **મિથ્યાનંદ** આચાર્યે વિધિપૂર્વક શ્લોકો ભણીને વરકન્યાનો **હસ્તમેલાપ** કરાવ્યો અને **સાવધાન ! સાવધાન !!** કહી વરકન્યાને સંસારની સ્નેહમય

સામગ્રી કાળીનાગની ગાંઠ સમાન છે એવું નીતિમાન વાક્ય ઉચ્ચારણ કરીને લગ્નગાંઠથી જોડયા અને કન્યાએ પ્રેમથી પાંચ ફેરા ફરી ચૈતન્યના કંઠમાં વરમાળ આરોપણ કરી. આ સમયે માતાપિતાના હર્ષનો પાર રહ્યો નહીં તેમજ પ્રેક્ષકજનો અને સ્નેહીઓ સર્વે આનંદની ધ્વનિથી મંગળમય આશીર્વાદ ઉચ્ચારવા લાગ્યા.

મોહરાજાએ, રાજકુંવર ચૈતન્યસિંહ અને જાનમાં આવેલા જાનૈયાઓનું સારીરીતે સ્વાગત કરી કેટલાક દિવસ રાખ્યા. ત્યારબાદ વરકન્યાને કેટલાંક વસ્ત્રાલંકારો તથા દાસદાસીઓ વગેરે પોતાની શક્તિમુજબ સમર્પણ કરી શુભ મુહૂર્તે વાજતે ગાજતે રાજા ચૈતન્યસિંહને પત્નિસહિત વિદાય કર્યા.

કેટલેક દિવસે તેઓ પાછા પોતાને પુદ્ગલપુર નગર આવી પહોંચ્યા અને ખુશખુશાલ ચેહેરે રાજ્યમેહેલમાં પ્રવેશ કર્યો અને નવાં આવેલાં પત્નિસાથે ભોગવિલાસ કરી દિવસ નિર્ગમન કરવા લાગ્યા અને જેમ ભમરો વિષયવાસનામાં લીન થઈ રાત્રિદિવસ કમળ-પુષ્પની પાસે ભમ્યા કરે છે તેમ રાજા ચૈતન્યસિંહ કુબુદ્ધિરાણીના પ્રેમમાં પ્રેમાંધ બની વિષયસેવન કરવા લાગ્યા!



# प्रकरण ५ मुं.

## કુબુદ્ધિનાં પરાક્રમ

જે દિવસથી મહારાણી કુબુદ્ધિબાઈનાં કદમ પુર્ફુલપુર નગરમાં થયા તે દિવસથીજ કંઇને કંઈ નવાં-નવાં કૌતુકો શેહેરમાં થવા લાગ્યા કેમકે પ્રધાનજી જ્ઞાનસિંહ પોતાનું અપમાન થયું ત્યારથી દરબારમાં ઝાઝું આવતા જતા નહોતા. કોઈ કોઇ વખત આવતા, પણ તેઓની તરફ હવે રાજાનો પ્રેમ માલમ પડતો નહીં, તેથી પ્રધાનજીને બહુ ખોટું લાગતું. રાજાજીએ કુબુદ્ધિરાણી અને મનરાજની સલાહથી **અજ્ઞાનસિંહ** નામના **નવા પ્રધાનની નીમણુક** કરી દીધી આ વાત જ્યારે જ્ઞાનસિંહે જાણી એટલે તેઓ પણ સમજી ગયા કે હવે દરબારમાં જવામાં માલજ નથી. કહ્યું છે કે—

**"આવ નહીં આદર નહીં, નહીં નૈનોમેં નેહ;**
**ઉસ ઘર કભી ન જાઈએ, કંચન વરસે મેહ."**

એમ વિચારી તેઓ આબરૂમાં-પોતાને ઘેરજ રહ્યા. આગલાં મહારાણી **સુબુદ્ધિબાઈને** તો હવે કશાં લેખાંમાં પણ લેખવામાં આવતા નહિ. તેમને તો હવે રાજા ચૈતન્યસિંહ જાણે ભૂલી ગયા હોય તેમ યાદ પણ કરતા નહિ, તોપછી સલાહ તો પૂછેજ કયાંથી અને એવણ બિચારાં હવે કહે પણ કોને? ઠરેલ અને વિચારવંત પ્રધાન જ્ઞાનસિંહ પણ દૂર થયાં હતા; એટલે એમની દાદ ફરિયાદ

પર લક્ષ પણ કોણ આપે ? અને તેથી એ બિચારા તો સીજાઇ સબડાઇને ચુપચુપ દિવસ નિર્ગમન કરવા લાગ્યા અને હૃદયમાં શાંતિ રાખી મનને સંતોષ પમાડતા અને વિચારતા કે ઉદય છે તેનો અસ્ત પણ છે, **ચઢે છે તેજ પડે** છે, બહુ હસે છે, તેજ બહુ રડે છે અને જે પાકે તેજ સડે છે. સ્થિતિ કોઇની અચળ રહી નથી ને રહેવાની પણ નથી, માટે હવે પશ્ચાતાપ કરે શું ? એમ વિચારી પરમાત્માની ભક્તિ કરી દિવસ વ્યતિત કરવા લાગ્યા.

## ❧ રાજ્યદરબારીઓનાં રાજીનામાં. ❧

સૈન્યાધિપતિ **સમતાસેનને** પણ હવે રાજાજી અને વજીરજી તરફથી નિત્ય નવા નવા હુકમો મળવા લાગ્યા. સૈન્યના સામંતોને જોઇતી સામગ્રી અને ખોરાકી પણ પુરી મળે નહિં, તે માટે સમતાસેન બહુએ બડબડે પણ સાંભળે કોણ ? "**સૌ સૌના તાનમાં ગુલતાન,** તુમ બકતે રહો હમ સુનતે હી નહિ" આવી રીતે થોડાક દિવસ ચાલવા દીધું. આખરે સમતાસેનની ધીરજ ખુટી ગઈ અને પોતાને નાહકની નામોશી આવે તે માટે નોકરીમાંથી રજા મેળવી ઘેર બેઠા. પ્રધાનજી અજ્ઞાનસિંહે એમની જગ્યાએ પોતાના પીત્રાઈ ભાઈ **પ્રમાદસેનની નીમણુંક** કરી તેઓ પોતાના નામ પ્રમાણે કામ કરી મોજથી મઝા કરવા લાગ્યા અને તેથી કેટલાક શૂરવીર સામંતો સૈન્યમાંથી રજા મેળવી ઘેર બેઠા. તેમની જગ્યાપર પણ પ્રધાનજીએ પોતાને પસંદ પડતા સામંતો નીમી લીધા.

નગરની તકેદારી રાખનાર શ્યાણા અને **ન્યાયી** કોટવાલ **સુસ્વભાવસિંહ** કે જેઓ નીમકહલાલીથી પોતાની નોકરી

બજાવતા હતા, તેઓ અનેક પ્રયત્નથી અને પુરતી સાવચેતીથી તપાસ કરી ગુન્હેગારોને અને બદમાશોને પકડી લાવી ઇન્સાફ માટે દરબારમાં રજુ કરતા, તેઓ પણ જ્યારથી નવા પ્રધાનજી અજ્ઞાનસિંહ આવ્યા ત્યારથી ગુન્હેગારોનો જોઇએ તેવો ઇન્સાફ નહિ થતો જોઇને કંટાળી ગયા અને વિચાર્યું કે આમ જ્યારે પુરી તપાસ વિના ખરા ગુન્હેગારો છટકી જાય, તો પછી રાજ્યમાં ગુન્હેગારોનો ટોટો રહેશે નહિ, અને પછી હું મફતમાં મેહેનત કરી પકડી જાઉં, તેમાં લાભ પણ શું ? એમ ધારી તેઓએ પણ રજા મેળવી લીધી. એમની જગ્યાએ પણ પ્રધાનજીએ કોટવાલ તરીકે દુર્મતિસિંહની નીમણુંક કરી.

એ પ્રમાણે આગળના પ્રધાનજી જ્ઞાનસિંહના વખતના કેટલાક સરદારો અને સામંતો સમયનું પરાવર્તન જોઇ પોતે રજા લઇ ચાલી ગયા અને કેટલાકને નવા પ્રધાનજી અજ્ઞાનસિંહે રજા આપી અને તેથી હવે રાજા ચૈતન્યસિંહની હજુરમાં નોકરવર્ગનો ઘણોખરો નવોજ સમુહ એકત્ર થયો હતો. અધુરામાં પુરૂં જ્યારથી રાજ્યમાં **કામદેવનાં કદમ** થયાં અને મોહરાજા સાથે સગપણ જોડાયું, ત્યારથી તેમના રાજ્યમાંથી અને રાજ્યના નોકરોમાંથી પણ કેટલાકો અહીં આવી વસ્યા હતા અને નોકરીમાં પણ જોડાયા હતા, અને તેથી ક્રમેક્રમે રાજ્યનો કાર્યભાર વિશેષ અવ્યવસ્થિત થતો ચાલ્યો.

## ❀ કુબુદ્ધિ મહારાણીનાં પરાક્રમો. ❀

મહારાજા ચૈતન્યસિંહ જાતેજ જ્યાં પ્રિયાના પ્રેમરૂપી પીંજરમાં પુરાયલા, ત્યાં પછી રાજ્યની સુવ્યવસ્થાની આશાજ ક્યાં રહે?

અને એવા રાજ્યમાં સજ્જન પુરૂષોનું માન પણ ક્યાં રહે? રાજાજી તો હાલમાં ફક્ત દેખીદેખીને કુબુદ્ધિનેજ દેખતા હતા. તે જેમ નચાવે તેમ નાચે અને તે જેમ કહે તેમ ચાલે. રાજ્યમાં શું થાય છે તેની તરફ દૃષ્ટિ કરવાની દરકાર પણ ભાગ્યેજ કરતા. નવા પ્રધાનજી અજ્ઞાનસિંહ અને મનરાજ વજીરજી જે કરે તે કબુલ કરી ચલાવી લેવા લાગ્યા. પ્રધાનજી અને વજીરજી પણ એવા સ્વાર્થી અને શેખીખોર મળ્યા હતા કે જે પોતાની ધુનમાં આવે તેજ ખરૂં કરી પોતાનો દોર ચલાવતા હતા, અને રાજાજીને પૂછવાની દરકાર પણ ભાગ્યેજ કરતા. રાજા તો હવે માત્ર નામનાજ રાજા રહ્યા. એઓ તો જાણે બાજીગરના હાથમાંના રમકડા જેવા થઈ પડયા, પાંચે ઇન્દ્રીયો પણ આ તકનો લાભ લઈ મોજમાં મસ્ત થઈ રાતીમાતી બની ગઇ અને જેમ તાનમાં આવે તેમ તાગડધીન્ના કરવા લાગી. કહ્યું છે કે "**જ્યાં માલિક કરે નહિં ખોજ, ત્યાં નોકર મન માણે મોજ**" એ પ્રમાણે સર્વે રાજ્યવ્યવસ્થા ચાલી રહી હતી.

રાજાજીના વિષયાંધપણાથી ફાવી ગયેલી અને રાજાજીના પ્રેમાંધપણાથી બની ગયેલી પટરાણી કુબુદ્ધિ પોતાનાં મનમાન્યાં કાર્ય કરવામાં જરાપણ કચ્ચાશ રાખતી નહિ. રાજાજી પણ એના પ્રેમપાશમાં એવા પરાધિન થઇ ગયા હતા કે બસ! દેખી દેખીને એનેજ દેખે. જેમ પીત જ્વર કે કમળો થયેલા મનુષ્યને સઘળી વસ્તુ પીળીજ દેખાય છે, તેમ રાજા ચૈતન્યને પણ કુબુદ્ધિ પટરાણીના સંસર્ગથી સઘળી સાર વસ્તુ અસાર જણાવા લાગી અને ફક્ત રાણીજીનો સહવાસજ સુખરૂપ લાગવા માંડયો હતો!!!

## ❀ સોબત તેવી અસર. ❀

પ્રિય વાંચકો ! જુઓ કે આ સંસારમાં સંગતિનાં ફળ કેવાં સારાં નરસાં નીપજે છે. આપણી વાર્તાના નાયક રાજા ચૈતન્ય-સિંહને આ પ્રમાણે સુબુદ્ધિ અને કુબુદ્ધિ બે સ્ત્રીઓ હતી, છતાં હાલમાં ઘણા સમયથી તેઓ કુબુદ્ધિના પ્યારમાં પડયા રહે છે અને સુબુદ્ધિને બિચારીને સ્વપ્ને પણ યાદ કરતા નથી. કુસંગતથી અનેક અનિષ્ટ પરિણામ ઉત્પન્ન થાય છે હવે રાજા ચૈતન્ય કુબુદ્ધિની સોબતથી સત્ય તત્વનો વિચાર કરી શકતા નથી. શુદ્ધ દેવ-ગુરૂ અને ધર્મને ઓળખવામાં સમર્થ થતા નથી અને મિથ્યાત્વ દશામાં પોતાનું જીવન ગાળે છે. કુબુદ્ધિના યોગથી કુદેવને દેવ તરિકે અને કુગુરૂને ગુરૂ તરીકે માને છે અને વિચારભ્રષ્ટ થઇ અનેક જાતનાં અનિષ્ટ કાર્યો કરે છે કુબુદ્ધિના યોગથી શાસ્ત્ર-કારોએ કથેલા સત્ય ધર્મને ભૂલી જઈ મિથ્યાત્વમાં પ્રેરય છે, નકામી પોતાની બડાઈ મારે છે, અભિમાનમાં છલકાઈ જાય છે, પોતાની પ્રસિદ્ધિ કરવા માટે અનેક રીતે ફાંફા મારેછે અને ધાર્યું કામ સિદ્ધ નહીં થતાં પશ્ચાતાપમાં પડી મહા સંતાપ કરે છે. કુબુ-દ્ધિના સંગથી જગતમાં પુણ્ય-પાપ-પરમાત્મા ઉપર શ્રદ્ધા થતી નથી તેમ ચાહતા પણ નથી. કુબુદ્ધિના યોગથી હિંસા, જૂઠ, ચોરી, વિશ્વા-સઘાત વગેરે અનેક પ્રકારનાં પાપકૃત્ય કરે છે અને કરાવે છે તથા કરતા હોય તેને ટેકો આપે છે અથવા રોકતા નથી. કુબુદ્ધિના યોગથી ધર્મશાસ્ત્રોને ધિક્કારે છે અને વિષયશાસ્ત્રોને વખાણે છે, અનેક પ્રકારના પાખંડ કરે છે, સાચા મુનિ તથા સાધુ આચાર્યો ઉપર દ્વેષ કરે છે, અને તેમનો આદરસત્કાર કે કદર કરતા નથી, પણ તેને બદલે બડેખાં અને

બદમાસોને બહુ માન અપાય છે. કુબુદ્ધિના સહવાસથી સતી સ્ત્રીઓ પર અનેક જાતના આળ મુકાય છે, વેશ્યાઓ અને કુલટા સ્ત્રીઓ મોજમઝા ઉડાવે છે, અનેક જાતના અત્યાચારો રાજ્યમાં થાય છે, જુગારીઓ પણ પોતાના અખાડા શહેરમાં ઠામઠામ માંડી બેસે છે તેને કશું પૂછવામાં આવતું નથી. કુબુદ્ધિની સલાહથી કપટી અને માયાચારી નોકરો રાજ્યદરબારમાં દાખલ થઈ ગયા છે, તેઓની સારી સંભાળ કે દેખરેખ કોઇ રાખતું નથી, અને તમામ કાર્યભાર અંધેરજ અંધેર નજરે પડે છે.

કુબુદ્ધિના યોગે રાજા ચૈતન્ય નવતત્વ અને ષડ્દ્રવ્યની શ્રદ્ધા કરી શકતા નથી, વીતરાગ પ્રભુને સર્વજ્ઞ માનતા નથી અને પોતાની સ્વચ્છન્દતા પ્રમાણે અવળો અર્થ કરે છે. ધર્મતત્વ તરફ પ્રેમ રાખતા નથી. અને જડ વસ્તુઓને પોતાની માની મમતામાં મગ્ન બની સત્યનું અવલોકન કરી શકતા નથી. મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીય વગેરેમાં તન્મય બની ગયા છે. કુબુદ્ધિના પ્રેમમાં પ્રેરાયલા રાજાજી સાચા સિદ્ધાંતોના પણ અવળા અર્થ કરે છે અને અનિત્ય વસ્તુને સ્થિર માની મોહજાળમાં ફસી રહી અનેક પ્રકારે આર્ત ધ્યાન કર્યા કરે છે. કુબુદ્ધિના યોગથી પરસ્પર માંહોમાંહે સ્નેહી સંબંધીઓમાં પણ કંકાશ કજીયા કરે છે. ખોટાને ખરૂં માને છે અને ખરાને ખોટું માને છે, મીઠાબોલા ચુગલીખોરોનો વિશ્વાસ કરે છે અને સાચાબોલા અને સત્યવર્તનવાળાને દૂરથીજ દુસ્મનસમાન દેખે છે. કુબુદ્ધિના સંગથી જૈન ધર્મની શ્રદ્ધા થઈ શકતી નથી. ધર્મની શ્રદ્ધા વિના ધર્મનું સ્વરૂપ પણ સમજી શકતા નથી અને આડે માર્ગે વિટંબણામાં પડે છે, છતાં પણ વિષયમાં વિષયાંધ

બનેલા ચૈતન્યને કંઇ સુઝતુંજ નથી. કુબુદ્ધિના યોગથી **મૈત્રીભાવને દેશવટો** મળે છે અને શત્રુવટના બીજ રોપાય છે. જ્યાં ત્યાં મારૂં મારૂં કરી કાળ વ્યતિત કરે છે અને અહંભાવના મોજાંમાં ઘસડાયા કરે છે. જ્યાં સુખ નથી, ત્યાં સુખની લાલસા કરે છે, અને ભ્રાંતિમાં ભૂલી ભમ્યા કરે છે અને સ્વાર્થાંધ બની તલપ્યા કરે છે. કુબુદ્ધિના યોગથી પાપારંભ પ્રવૃત્તિયોથી પોતાનો ઉદય માને છે; પાપી દુરાચારીઓને પોષે છે અને માન આપે છે, અને સમ્યક્ત્વી તથા સદ્દવર્તનવાળાઓને ધિક્કારે છે અને કુતર્કના અશ્વપર આરૂઢ થઇ અશુભ કર્મરૂપ ભયાનક અટવીમાં પરિભ્રમણ કરે છે. કુબુદ્ધિના યોગે ક્રોધ, માન, માયા અને લોભ તરફ વલણ ખેંચાયું છે, કોઇનું ભલું ઇચ્છતો નથી, દયાનો ઝરો નાશ પામી જાય છે અને નિર્દયતા આવીને વસે છે. દગા ફટકા અને પ્રપંચની જાળ પાથરે છે અને ભોળા ભદ્રિકોને ફસાવે છે. કુબુદ્ધિ ચૈતન્યને અવળો માર્ગ દેખાડે છે જે હેતુથી તે કર્મબંધન કરી ફસાય, તે તે હેતુઓ તે ચૈતન્યને સુઝાડે છે અને **ભલી થઈ ભ્રાંતિમાં ભૂલાવે** છે, અનેક પ્રકારના ભયંકર યુદ્ધો કરવાને પ્રેરણા કરે છે અને હઝારો નિરઅપરાધી જીવોને દુઃખી કરવાને દોરવે છે કામભોગમાં અને અભક્ષ્ય ભક્ષણમાં સુખની ભ્રાંતિ કરાવી લલચાવે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રથી ભ્રષ્ટ કરીને બાહ્ય વસ્તુઓમાં પણ ધનની લાલચ કરાવે છે, અનેકની નિંદા કરાવે છે, અનેકના દોષો દેખાડે છે, માંસાહારી અને હિંસક બનાવે છે અને ટુંકામાં કહીએ તો, કુબુદ્ધિનો સમાગમ અનેક અપલક્ષણોની ખાણ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે કુબુદ્ધિના યોગથી મહાપરાક્રમી રાજા ચૈતન્યની રાજ્યવ્યવસ્થા અને સ્વભાવની પ્રકૃતિનું પુરેપુરૂ પરિવર્તન થઈ ગયું, જેથી **રાજ્યની પાયમાલી** થઇ ગઇ, અનેક દુરાચારી દુર્જનોએ નગરમાં પોતાના અખાડા જમાવી દીધા અને વિના હરકતે પોતાનું ધયું કાર્ય કરવામાં ફતેહ પામ્યા, પરંતુ રાજાજી પોતે અફીણના ધુનીની માફક કશી દરકાર કર્યા વિના પોતે માની રહેલા દેવાંગના તુલ્ય મહારાણી કુબુદ્ધિ સાથે મનમાનતી મોજમઝા કરવામાં પાછી પાની કરતા નહી!



## प्रकरण ६ ठुं.

### * સુરૂચિનું શુભાગમન અને વૃત્તિમાં ફેરફાર *

મહા પ્રતાપી રાજા ચૈતન્યસિંહ કુબુદ્ધિના સંયોગથી વિષય-વાસનામાં તન્મય બની ચતુર્ગતિરૂપ ગહન પથારીમાં પડીને મિથ્યા-ત્વરૂપી-ગાઢી નિદ્રા લઈ રહ્યા છે અને લાંબો કાળ વ્યતિત થઇ ગયો છતાં પણ જાગૃત થતા નથી. મહારાણી ! કુબુદ્ધિબાઇ એ-ઓને જગાડે પણ શાના ? તેને મન તો રાજાજી નિદ્રામાં પડી રહે એજ રુચિકર હતું અને તેમાંજ તેને મોજ હતી. મનગમતી ચીજ મુકવાનું મન કોને થાય ?

**કાળની ગતિ વિચિત્ર** છે. રાત્રિના ઘોર અંધકારનો નાશ પણ સમય આવવે થાય છેજ અને સમય પુરો થયો કે તુરતજ

જગતશિરોમણી સૂર્યનારાયણ વિના બોલાવેજ પોતાની મેળે પ્રકાશમાન થઇ ભૂમંડળને દેદિપ્યમાન બનાવી મુકે છે. તેમજ અશુભ કર્મનો બંધ પુરો થતાંજ અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે છે અને જ્ઞાનરૂપી સૂર્ય પોતાની મેળેજ પ્રકાશમાન થાય છે, અને ત્યારેજ મિથ્યાત્વરૂપી નિદ્રામાં પહેલો આત્મા જાગ્રત થઇ પોતાનાં કર્તવ્યકર્મ કરવાને હોંશીયાર થાય છે. જ્યારે અશુભ કર્મ પુરાં થાય છે કે આત્માને ધર્મપર પણ પ્રીતિ ઉત્પન્ન થાયછે. અશુભ-કર્મનો ઉદય પુરો થવાથી ભવભ્રમણની સ્થિતી પણ ઘટી જાય છે. અને **જ્ઞાનાવરણીયકર્મનો ક્ષયોપશમ** થવાથી કાળલબ્ધિ આવેછે ત્યારેજ આત્માને મિથ્યાત્વરૂપી નિંદ્રા મટી જાય છે, જાગ્રત થાય છે અને સુરૂચિ ઉત્પન્ન થાય છે.

એજ પ્રમાણે આપણી વાર્તાના નાયક ચૈતન્યસિંહ જે કુબુદ્ધિના પ્રેમપાશથી મિથ્યાચારી બની ઘોર નિદ્રામાં પડેલા હતા, તેમનો અશુભ કર્મનો બંધ પુરો થયો અને શુભ કર્મનો ઉદય આવ્યો એટલે જેમ **"ભાગ્યવાનના ભૂત રળે"** તેમ ઘણા વખતથી દૂર થયેલાં સુબુદ્ધિબાઇને વિચાર આવ્યો કે-"મહારાજા ચૈતન્યસિંહ મને લાંબા કાળથી યાદ કરતા નથી અને કુબુદ્ધિના પ્યારમાં પડી રહી રાજ્યવ્યવસ્થા તરફ લક્ષ આપતા નથી અને તેથી રાજ્યની જાહો-જલાલી નષ્ટ થઇ દેશ દુર્દશાના દરિયામાં ડુબી જવાની અણી પર આવી રહ્યો છે, છતાં રાજાજી આંખ ઉઘાડી જાણે કશું જોતા નહીં હોય તેમ સ્વસ્થ થઈ અફીણીની માફક પડી રહે છે અને પ્રજાજનોની કે પોતાના સુખની કશી દરકાર કરતાજ નથી; છેકજ પ્રેમાંધ અને સ્વાર્થાંધ થઈ ગયા છે.

ખેર! જે કર્મસંજોગે થઇ ગયું તે ખરૂં. હજી પણ જો આ પ્રમાણે ચાલ્યા કરવા દઈ હું સ્વસ્થ થઇ બેસી રહું અને તમાસો જોયા કરૂં, તો એઓની પુરેપુરી પાયમાલી થઈ જશે અને હાલમાં જે આટલું નામનું પણ રાજ્ય રહ્યું છે તે મિથ્યાત્વપુરના મોહરાજા આવીને પચાવી પડશે અને પોતાની સ્વતંત્રતા પુરેપુરી જમાવી દેશે, તોપછી ચૈતન્ય રાજાના શું હાલ થશે? એમનું એ જશે અને પછી હુએ ક્યાં રહી શકીશ? હાલમાં તો ગમેતેમ કરી દુઃખેપાપે પણ પડી છુ અને પછી તો મારૂં કશું ઠામઠેકાણું પણ નહીં રહે, માટે મારે કાંઇ પણ ઉપાય યોજવો જોઇએ અને ગમેતેમ કરી રાજાજીને પાયમાલ થતા બચાવવા જોઇએ, તોજ હું એઓની ખરેખરી હિતકારીણી સ્ત્રી ગણાઉં, નહીં- તો પછી મારામાં અને કુબુદ્ધિમા ફેર શો રહ્યો?-જેવી એ રાણી છે તેવી હું પણ ક્યાં એમની રાણી નથી? ભલે રાજાજી એની મોહિનીમાં અને વાક્ચાતુર્યમાં અંજાઈ એને મોટે છાપરે ચઢાવી બેસાડે, તે માં મારે શું? મારે તો મારૂં કર્તવ્ય બજાવવુંજ જાઇએ. સારાનું સારાપણું ક્યારે કે આફતની વખતે મદદ કરે, બૂડતા માણસને જીવના જોખમે પણ ઉગારે અને માન અપમાન- ની કશી પણ લાલચ કર્યાવિના દુશ્મનનુ પણ ભલું કરે તેજ ખરેખરા હિતેચ્છુ, બાકી તો બધા ધૂમાડના નિર્માલ્ય ગોટા. સુખમાં તો સૌ સંગી થાય છે, પણ જે દુઃખમાં મદદ કરે તે ખરો. રાજાજીને તો હજી કશો વિચાર આવતો નથી, તેમ એ કર્કશાનો કશો અવગુણ પણ દેખાતોજ નથી, છેકજ વિષયાંધ થઈ ગયા છે. નથી પોતાના રાજ્યની દરકાર કે નથી પોતાના પંડની

દરકાર, છેકજ શૂન્ય જેવા થઇ ગયા છે, મારે હવે શું તદબીર કરી એઓને બચાવવા અને જાગ્રત કરવા કે જેથી ગયેલી સમૃદ્ધિ પાછી પ્રાપ્ત થાય, તથા એ રાંડ પાપીણીનાં પાપ પ્રકટ થાય અને રાજાજીની આંખ ખુલે? કંઈ સમજ પડતી નથી કે શું કરવું અને કયે રસ્તે રાજાજીને મળવું? કોને એમની પાસે મોકલવું અને કોણ એ રાડની પ્રપંચમાળાનું ધ્યાન રાજાજીને બરાબર સમજાવશે કે જેથી એઓના મન ઉપર સચોટ અસર થશે?"

આખરે તેને એક વિચાર સૂઝયો અને તે વિચાર અમલમાં મુકવાનો દ્રઢ નિશ્ચય કર્યો. પોતાની ખાસ વિશ્વાસલાયક, બહાદુર અને ચપળ બુદ્ધિવાળી સખી સુરૂચિને તુરત બોલાવી અને પોતાના મનના વિચાર તેને જણાવ્યા અને મહારાજા ચૈતન્ય જે અવળે માર્ગે અથડાઈ ભૂલાવામાં ભમ્યા કરી પોતાની પાયમાલી કરી રહ્યા હતા તેમને સરળ માર્ગ સુઝાડી પાછા અસલ સ્થિતિએ આણવાને માટે પોતાથી બનતો પ્રતિબોધ કરી સુધારવા અને કુબુદ્ધિના પ્રપંચી પ્રેમમાંથી છોડાવવા માટે શું ઉપાય યોજવા તે માટે કેટલીક મસલત ચલાવી સુરૂચિને ફરમાવ્યું કે કોઈ પણ રીતે મહારાજા પાસે જઇને તેઓને સમજાવી જાગ્રત કર અને તેઓની ભ્રષ્ટ થયેલી બુદ્ધિમાં કાંઈ સુધારો થાય એવો પ્રયત્ન કર કે જેથી તેમની ગયેલી રિદ્ધિ પુનઃ પ્રાપ્ત થાય અને કુબુદ્ધિના પાસમાંથી છુટા થાય તથા મારૂં પણ સન્માન થાય.

મહારાણી સુબુદ્ધિના હુકમને માન આપી સુરૂચિબાઇ ત્યાંથી રવાના થઇ અને લાગ જોઇ મહારાજા ચૈતન્યસિંહના શયનગૃહમાં ગુપચુપ દાખલ થઈ શાંતતાથી ઉભી રહી. આ સમયે રાજાજી

નિંદ્રાદેવીને વશ થઈ નિરાંતે સુતેલા હતા. પ્રભાતનો સૂર્યોદય થવાની તૈયારી લગભગ થઈ રહી હતી, પરંતુ મહારાજા જાગ્રત થયા નહોતા, તેમને જાગ્રત કરવા માટે સુરૂચિએ પોતાની ચતુરાઇ ચલાવવી શરૂ કરી, સુંદર સરોદથી પોતના તીક્ષ્ણ કંઠ વડે એક બે ધર્મબોધથી ભરપુર ગાયનો લલકાર્યા તથા મોટા અવાજથી કેટલોક ઉપદેશરૂપી વરસાદ વરસાવ્યો.

## ❀ સુબુદ્ધિનો સદુપદેશ. ❀

મહારાજા ચૈતન્યસિંહ અર્ધનિદ્રામાં હતા. તેઓ અંધકારનો લોપ થતાંજ તરતજ જાગ્રત થયા, તો તેઓને કાને સુરૂચિના મધુર ભાષણના મનમોહક શબ્દો અથડાવા લાગ્યા. મહારાજા વિસ્મિત થયા કે આ વળી કોણ? પણ તેના ઉપદેશામૃતથી ઉભરાઇ જતાં અને ચતુરાઈથી પરિપૂર્ણ તથા સમયને અનુસરતાં વાકયબાણ સાંભળી રાજાજી પૂર્ણ જાગ્રતઅવસ્થાનો પ્રાપ્ત થયા અને સુરૂચિના સામું ખુશ વદને ટગરટગર જોવા લાગ્યા.

સુરૂચિ પણ મહારાજાનું હર્ષિત વદન જોઇ સમયસુચકતાથી સમજી ગઇ કે મારી ઉપર રાજાજીનો કંઈક અંશે ભાવ ઉત્પન્ન થયેલો લાગે છે અને તેથીજ એઓનો ચેહેરો પ્રફુલ્લીત જણાય છે અને મારા સામું પણ તેવાજ ભાવથી તેઓ જુએ છે, તો હવે મારા ધારેલા પ્રયત્ન જરૂર ફળીભૂત થશે એવી આશા લાગે છે, માટે હવે વધુ આકર્ષણ મારા તરફ થાય અને એઓની વૃત્તિ બદલાય એવા ઉપાય યોજવા જોઇએ, એમ વિચારી તે નમ્ર વદને મહારાજા સામું આવીને અદબથી ઉભી રહી અને કહેવા લાગી—

"મહારાજ ! આપની હજુરમાં હું આજ ઘણે દિવસે મહારાણી સુબુદ્ધિબાઈના ફરમાવ્યાથી આવી છું. આપ અમોને જાણે વીસરી ગયા હો તેમ કોઇ દિવસ યાદ પણ કરતા નથી, પરંતુ અમારી ફરજ અમારે બજાવવીજ જોઇએ. હમે તો આપની નમ્ર દાસીઓ છીએ. હમો આપને શીખામણ આપવાને બીલકુલ લાયક નથી, છતાં પણ આપનાં પ્રચંડ રાજ્યની પાયમાલી થતી જોઈ હમારૂં હૃદય ખિન્ન થાય છે અને તેથી ખરા અંતઃકરણની લાગણીથી આપને ચેતાવવાનું યોગ્ય ધારી આપ સમક્ષ વિના બોલાવે આવી છું. આપ મારૂં દીન દાસીનુ કહેવું સાંભળી તે ઉપર પુખ્ત વિચાર કરી રાજ્યકારોબારમાં ઘટિત સુધારા કરવા તરફ આપનું લક્ષ લગાડશો અને અયોગ્ય કર્મચારીઓ જે હાલમાં આપના રાજ્યની પડતીનાં કારણો થઈ પડયા છે તેઓને રૂક્ષત આપી ન્યાયી, વિચારવંત, ઠરેલ અને નિમકહલાલ નોકરોને કામે લગાડવા જોઇએ કે જેથી રાજ્યવ્યવસ્થાનું પરાવર્તન થઈ પ્રજાજનો પીડાથી મુક્ત થાય અને આપ પણ નિશ્ચિંત થઈ સુખમાં દિવસ નિર્ગમન કરી શકો.

હાલમાં પ્રધાનજી **અજ્ઞાનસિંહ** પોતાની સત્તાનો દોર ચલાવી રહ્યા છે, તેઓમાં વિચારશક્તિનું મીડું છે, છતાં આપે તેઓનો વિશ્વાસ કરી ઉચ્ચ અધિકારી બનાવી રાજ્યની લગામ સોંપી દીધી છે, જેથી કરીને નગરમાં અનેક અન્યાયી અને પાખંડી બદમાશો ફાવી ગયા છે. ચુગલીખોરો, વ્યસનવિલાસીઓ અને અધર્મીઓનો ટોટો રહ્યો નથી. તેઓ અવ્યવસ્થિત કાર્યભારને લીધે મોજ ઉડાવે છે અને પોતાના અખાડા

જમાવી દીધા છે. તેઓના ઉપર કશી જોઇતી દેખરેખ કે અટકાવ પ્રધાનજી અજ્ઞાનસિંહ રાખવાને સમર્થ નથી. એઓ પોતેજ જ્ઞાન-હીન, અક્કલના દુશ્મન, અને મિથ્યાત્વનો ખજાનો છે, તો એઓના વહીવટમાં સુધારાની આશા ક્યાંથી રાખી શકાય? માટે એવા વિચારશક્તિના વાખાવાળા પ્રધાનજીની ફેરબદલી વિનાવિલંબે થવી જોઇએ. પ્રધાનપદ એ મહાન જોખમદારીની જગ્યા છે અને એવી મોટી જગ્યા ઉપર તો કોઇ જ્ઞાની અને વિચારવંત અધિકારી હોવો જોઇએ, તેને બદલે આપે આવા અજ્ઞાનરૂપી અંધકારથી ભરપૂર અજ્ઞાનસિંહને રાજ્યની લગામ સોંપી દીધી છે અને આપ નિશ્ચિંત થઇ મહારાણી કુબુદ્ધિબાઇના પ્રેમમાં ગુલતાન થઈ પડયા રહો, તોપછી રાજ્યમાં શ્રેયની આશા ક્યાંથી રહે? અજ્ઞાનસિંહના અંધેર કારોબારથી હાલમાં આપના રાજ્યની અંદર અમાવાસ્યાની રાત્રિ જેવો અધકાર વ્યાપ્ત થઇ ગયો છે. અમાવાસ્યાની રાત્રિનો અંધકાર જેમ પ્રચંડ સૂર્યના પ્રકાશવિના દૂર થવો અશક્ય છે તેમ આપના રાજ્યનો અંધકાર એટલે અધેર કારોબાર કોઈઅક્કલમંદ અને જ્ઞાની પ્રધાન વિના દૂર થવો અશક્ય છે, માટે મહારાજાધિરાજ! જો મારૂં અબળાનું કહ્યું સ્વીકારો અને રાજ્યનું શ્રેય વિચારો તો હાલના પ્રધાનજી **અજ્ઞાનસિંહને પાણીચું પકડાવો** અને એમની જગ્યાએ ન્યાયદ્રષ્ટિના ધારક, લાયક, ઠરેલ અને જ્ઞાનમાં કુશળ **જ્ઞાનસિંહની નીમણુંક કરો** જેમ અથાગ જળથી પરીપૂર્ણ સમુદ્રમાંથી જહાજને પાર પહોંચાડવાને બાહોશ સુકાનીની જરૂર છે તેમ અજ્ઞાનરૂપી અંધકારથી પરિપૂર્ણ ભરેલા આપના રાજ્યવહીવટમાં સુધારો કરી દુષ્ટ કર્મચારીઓને નસીયત આપી આપને

યોગ્ય સલાહ આપનાર બાહોશ સુકાનીતુલ્ય મંત્રીની જરૂર છે અને તે માટે **જ્ઞાનસિંહજ** લાયક છે.

વળી પ્રધાનજીએ પસંદ કરેલા અને તેઓના પિત્રાઈ ભાઇ **પ્રમાદસેન** જ્યારથી સૈન્યાપતિના પદ ઉપર આવ્યો છે ત્યારથી તેમના અંધેર કારોબાર અને આળસુ દેખરેખથી કંટાળી જઈ ઘણાખરા કુનેહબાજ પ્રમાણિક અને નિમકહલાલ સૈનિકો રજા લઇ પોતપોતાને ઘેર બેઠા છે અને તમામ સૈન્ય આળસુ, કુથલીખોર અને ઇન્દ્રીયલંપટી એકઠું થયું છે. ફકત **પ્રમાદસેનમાંજ** પંદર પ્રકારના અવગુણ ભરેલા છે. તેઓ **ચારજાતની ખોટી કુથલી**ઓ ( સ્ત્રીકથા–રાષ્ટ્રકથા–ભોજનકથા–રાજકથા ), **ચાર સંજવલનના સાથી** ( ક્રોધ, માન, માયા, લોભ, ), **પાંચજાતના ઇંદ્રીઓના વિષય,** નિદ્રા અને સ્નેહને વશ થયેલા છે અને તેઓના સહવાસથી આખું સૈન્ય પણ તેવીજ બલ્કે તેથી પણ ખરાબ પ્રકૃતિનું એકત્ર થયું છે. અને તેથી જ્યાં સુધી સૈન્યાપતિ પ્રમાદસેનની વિદાયગીરી નહીં કરવામાં આવે ત્યાં સુધી સૈન્યમાં સુધારો થવાની આશા રાખી શકાય નહી માટે તેઓને પ્રથમ રૂક્ષત આપવી જોઇએ.

વળી નગરના કોટવાલ **દુર્મતસિંહ** પણ જોઇતી દેખરેખ રાખતા નથી અને તેથી રાજ્યમાં ગુન્હેગારો મનમાનતી મોજ કરી રહ્યા છે પણ તેઓને કશી શિક્ષા કે ઇન્સાફ મળતો નથી. વળી મોહરાજાના પ્રદેશના તમામ અધિકારીઓ અને કિંકરો આપણા નગરમાં હમેશાં પડયાપાથરા રહે છે અને તેના સહવાસથી તેના દુર્ગુણો આપણા નગરજનોમાં પ્રવેશ થઈ ગયા છે, તેથી

એવા અક્કલના ખાં કોટવાલને પાણીચું પકડાવવું જોઇએ અને મોહરાજાનાં દુર્ગુણી બડેખાંઓને શોધીશોધીને તેઓને દેશ મિથ્યાત્વપુર હાંકી કાઢવા જોઇએ અને તેઓ ફરીથી આપણા નગરમાં પ્રવેશ નહીં કરી શકે તેને માટે પાકો બંદોબસ્ત રાખવો જોઇએ અને હાલના કોટવાલ દુર્મતસિંહને દૂર કરી તે જગ્યા ઉપર શુભ આચરણનાધારક સુસ્વભાવસિંહને નીમવા જોઇએ.

વળી વજીરજી મનરાજ, કે જેઓ ધારે તો આપનું બેહેત્તર કરી શકે તેવા છે, પરંતુ તેઓ પણ પટરાણી કુબુદ્ધિબાઈના મોહ-પાસમાં ફસાઈ તેમના કહ્યાગરા થઈ ગયા છે અને જેમ મહારાણી ખુશ રહે તેવાં કાર્ય કરતા અને કરાવતા રહે છે. તેઓના ઉપરી પ્રધાનજી પણ કાંઇ શીખામણ આપે તેવા નથી કે જેથી મનરાજ સુધરે અને સદ્વિચાર ધારણ કરે. મનરાજ આપનો વિશ્વાસુ સેવક છે અને તેના વિના આપને ચાલે તેમ નથી, પરંતુ મનરાજને સુયોગ્ય વર્તનથી ભ્રષ્ટ કરનાર હાલના એના સોબતી કુબુદ્ધિબાઇ, અજ્ઞાનસિંહ, પ્રમાદસેન, દુર્મતસિંહ વગેરેથી છુટો પાડી સુયોગ્ય પ્રધાનજીને આપના કાબુમાં રાખવા જોઈએ. મનરાજ, અંકુશ વિના તોફાની તરંગ સમાન થઈ પડયા છે. જેમ અશ્વ ઉપર આરૂઢ થનાર યોદ્ધો તોફાનપર ચઢેલા અશ્વને પોતાના કાબુમાં નહિં રાખે, તો ગમે ત્યાં પટકી મારે છે, તે પ્રમાણે આપ મનરાજ્યના અધિપતિ છતાં એને વિના અંકુશે કાર્ય કરવા દો છો તેથી આપનાં રાજ્યની પાયમાલી થઈ રહી છે, માટે આપે જાગ્રત રહી સર્વ કાર્ય-કર્તા સુભટો ઉપર પુરતી દેખરેખ રાખવી ઘટે છે.

વળી આપના રાજ્યકારોબાર અને આપનાં વર્તનમાં ફેરફાર કરાવનાર મૂળ પાયારૂપ આપે માનીતી કરી લાડલઢાવી છંકાવી

મુકેલી પટરાણી કુબુદ્ધિબાઈ છે, કે જ્યારથી તેઓનાં કનિષ્ટ કદમ આપનાં પવિત્ર રાજ્યગૃહમાં થયાં છે, ત્યારથી કંઇને કંઇ અનિષ્ટ કાર્યો હમેશાં બનતાંજ રહે છે અને જ્યારથી એઓની સાથે આપની સગાઇ થઈ, ત્યારથી મોહરાજાના દુષ્ટ અને અદેખા કિંકરો આપનાં પવિત્ર નગરમાં આવજાવ કરવા લાગ્યા અને હવે તો તેઓ સદાને માટે પોતાનાં ઘરબાર કરી પડયા છે, તેઓને આપનાં નગરમાંથી હાંકી કાઢવા જોઇએ, પરંતુ તેમને કાઢતાં પહેલાં સદ્વર્તનમાં સડો ઉત્પન્ન કરનાર પ્રથમ નંબરના મુદ્દેગીર **કુબુદ્ધિબાઇનેજ કાબુમાં લેવા જોઇએ અથવા વિદાય કરવા જોઇએ.**"

"મહારાજ ! હાલમાં આપ દેખીદેખીને એઓનેજ દેખી રહ્યા છો. એમની સલાહથી આપે રાજ્યના બુરા હાલ કરી નાંખ્યા છે. અધિકારીવર્ગમાં પણ નહિં ઘટતો ફેરફાર કરી નાંખ્યો છે અને આપ ફક્ત મનરાજના દોરવ્યા દોરાયા કરો છો અને ભવિષ્યમાં રાજ્યની શી દશા થશે, તેની પણ કશી દરકાર રાખતા નથી, તો હું આપને વિનંતિ કરીને કહું છું કે હજી પણ આપ ચેતો અને મોહરૂપી નિદ્રામાંથી જાગ્રત થાઓ અને રાજ્યની લગામ આપના હાથમાં લ્યો અને અધિકારીવર્ગમાં યોગ્ય સુધારો કરી સુયોગ્ય અને બાહોશ કામદારોની નીમણુંક કરો કે જેથી રાજ્યમાં સુધારો થાય અને પાયમાલ થતું બચે. આપ ભરોસામાંજ ભૂલો છો, પરંતુ કુબુદ્ધિબાઇના માયાવી પ્રપંચો એવા છે કે તમે તેને જાણી શકતા નથી. કુમતિના યોગથી તો ઇન્દ્ર, ચંદ્ર, નાગેંદ્ર, દેવતાઓ અને મહારાજાઓ વગેરે મોટા મોટા જ્ઞાનીઓ

પણ ફસ ાઇ ગયા છે, માટે ચેતો ! અને હજી પણ કુબુદ્ધિબાઇનો સંગ છોડો, મારૂં અબલાનું વચન આપ સત્ય માનીને કુબુદ્ધિની ઇંદ્રિજાળરૂપી પ્રપંચજાળમાંથી દૂર થાઓ. આપને હું વધારે શું કહું ? હું તો આપની નમ્ર દાસી છું. આપને ચેતાવવા એ મહારાણી સુબુદ્ધિબાઇની અને મારી ફરજ બજાવતાં આપને કશું ખોટું લાગવા જેવું મારાથી બોલાયું હોય તો માફ કરશો ".

મહારાજા ચૈતન્યસિંહ સુરૂચિનું કહેવું ધ્યાનપૂર્વક શબ્દેશબ્દ શ્રવણ કરી રહ્યા હતા. તેઓના હૃદયમાં સુરૂચિના વાક્યે બાણની માફક અસર કરી. તેઓ અત્યારસુધી સંપૂર્ણ મિથ્યાત્વમાં (**પ્રથમ ગુણસ્થાનમાં**) પડેલા હતા, તેઓને સુરૂચિના યોગથી મિથ્યાત્વરૂપી નિદ્રા ઉડી ગઇ અને સુરૂચિ ઉત્પન્ન થઈ.

## प्रकरण ७ मुं.

### ❀ સુબુદ્ધિના સદ્ગુણ. ❀

મહારાજા ચૈતન્યસિંહ સુરૂચિનો સદુપદેશ સાંભળી આનંદી ચેહેરે સુરૂચિને કહેવા લાગ્યા—" તારા સંયોગથી મને આજે અત્યંત આનંદ પ્રાપ્ત થયો છે. તેં મને મારી ભૂલો જણાવી ઉપકારનો વરંસાદ વરઆવ્યો છે, અને તને હવે મારા દરબારમાંજ રહેવાનું ફરમાવું છું." સુરૂચિએ પણ જોયું કે મારા ઉપદેશની સચોટ અસર રાજાજીને થઇ છે, તો હવે તેઓને વધુ આકર્ષણીય કરવા જોઇએ અને તે માટે જો સુબુદ્ધિબાઇની યોગ્યતાનાં વખાણનું વર્ણન જો એમને સંભળાવું તો તે વધુ અનુકુળ થઇ પડશે.

એમ ધારી તેણે મહારાજાને કહ્યું—"મહારાજ ! આપનો બહુ સમય મેં વાતો કરવામાં ગુમાવ્યો છે, પરંતુ મારા કહેવાનું તારતમ્ય આપે લક્ષપૂર્વક ધ્યાનમાં રાખ્યું છે એમ મને જણાય છે. હજી પણ આપની આજ્ઞા હોય તો થોડુંએક આપને કહેવાની મારી જીજ્ઞાસા છે."

મહારાજા ચૈતન્યને તો હૃદયમાંજ સુરૂચિનો બોલેબોલ ઠસી ગયો હતો અને તેથી હજી પણ સુરૂચિ કંઈ પણ કહે તો તે સાંભળવાને ઈંતેજાર હતા; તેથી ત્વરિત મહારાજાએ જુવાબ આપ્યો—"બેધડક તારે જે કંઇ કહેવું હોય, તે મને વિના હરકતે જણાવ, હું ખુશીથી તે શ્રવણ કરીશ."

સુરૂચિ મહારાજાના જુવાબથી ઘણી રાજી થઈ અને કહેવા લાગી—"મહારાજ ! આપને મેં કુબુદ્ધિબાઇના કર્તુકનું કેટલુંક કથન કહી બતાવ્યું, જેથી તમોને તેઓના વહિવટ વિષે ખાત્રી થઇ હશેજ, એમ મારૂં ધારવું છે, પરંતુ આપે ઘણા સમયથી મહારાણી સુબુદ્ધિબાઇને છેકજ વિસારી મુકયાં છે. તેઓ તમારે માટે ઘણી સારી લાગણી ધરાવે છે, પરંતુ આપ તેઓને યાદ પણ કરતા નથી, તો તેઓ આવીને કરે પણ શું ? તેઓ તો કુબુદ્ધિબાઇનો કારોબાર નિહાળી સ્તબ્ધજ બની ગયાં હતાં અને આપનું ચિત્ત કુબુદ્ધિબાઈમાંજ પરોવાયલું હોવાથી તેઓ કહે તે આપ માનો પણ કયાંથી? પરંતુ ઘણો સમય તેઓએ એવું ચાલવા દીધાથી અને આપે તેઓને યાદ નહિં કીધાથી આપનાં રાજ્યની પુરેપુરી પડતી થઈ જવા આવી છે. અને તેથીજ આજે તેઓએ આપને સંબોધવા માટે મને મોકલી છે. આપના દરબારમાં આવતાં મને ઘણી મુશીબતો નડી

છે, છતાં પણ આપે મારૂં કહેવું હૃદયમાં ધારણ કર્યું, જેથી મારો પ્રયાસ હું ઘણે દરજ્જે સફળ થયેલો માનું છું. મહારાણી સુબુદ્ધિ-બાઇ આપના વિયોગથી તથા **આપની પડતી જોઈ બહુ પીડાય** છે, તો તેઓનો હવે સત્કાર કરવો જોઇએ. મહારાણી સુબુદ્ધિ સદ્-ગુણનો ભંડાર છે. તેઓ પણ તમારી **સ્ત્રી** છે. સર્વ જીવોપર શુદ્ધ પ્રેમ ધારણ કરાવનાર, મૈત્રીભાવની દ્રષ્ટિ ધારણ કરાવનાર તથા કરૂણાભાવ ઉત્પન્ન કરાવનાર સુબુદ્ધિ છે. સર્વ મનુષ્યોના જુદાજુદા વર્તન તરફ **મધ્યસ્થ** ભાવ ધારણ કરાવનાર, **અહિંસા, સંયમ** અને **તપશ્ચરણ**માં પ્રવૃત્તિ કરાવનાર, **સત્ય**ને હૃદયમાં ધારણ કરાવ-નાર, **દયામય** દ્રષ્ટિ કરાવનાર અને ક્ષમા ધારણ કરાવનાર સુબુદ્ધિ છે. **બારભાવના** ( અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ, આસ્રવ, સંવર, નિર્જરા, લોકાનુપ્રેક્ષા, બોધિદુર્લભ, ધર્માનુપ્રેક્ષા)નું ચિંતવન કરાવી હૃદયમાં ધર્મને ધારણ કરાવનાર, **નવ તત્વ** (જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, મોક્ષ, પુણ્ય અને પાપ), **ષડ્દ્રવ્ય**, (જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ), **સાતનય**, (નૈગમ, સંગ્રહ, વ્યવહાર, રૂજુસુત્ર, શબ્દ, સમભિરૂઢ, એવંભૂત) વગેરે સિદ્ધાંતોના રહસ્ય સમજવાની પ્રવૃત્તિ કરાવનાર તથા અભ્યાસ કરાવનાર સુબુદ્ધિજ છે. બ્રહ્મચર્યમાં અપૂર્વ પ્રેમ ઉત્પન્ન કરાવી શીલવ્રત પાલન કરાવનાર, પરિગ્રહની સમતાનો ત્યાગ કરાવનાર, વ્રત નિયમોનું પૂર્ણરીતે પાલન કરાવનાર, તથા સર્વજ્ઞભાષિત ધર્મ ઉપર પ્રીતિ કરાવનાર સુબુદ્ધિ છે. સાધુ-મુનિને **પાંચ મહાવ્રત** ( અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહત્યાગ ) સંપૂર્ણપણે દ્રઢતાથી પાલન કરાવનાર તથા શ્રાવકને **બાર અણુવ્રત** ( સ્થૂલ

અહિંસા, સત્ય, અચૌર્ય, મૈથુનત્યાગ, પરિગ્રહપ્રમાણ ), દિગ્વ્રત, દેશવ્રત, અનર્થદંડવ્રત, સામાયિક, વ્રત, પ્રોષધ, અને અતિથિસવિભાગ) અંગીકાર કરાવી નિયમ પ્રમાણે પાલન કરાવનાર સુબુદ્ધિ છે.

દેવ, ગુરૂ, મુનિ, આર્યિકા, સાધુ, સાધ્વી વગેરેની પૂજ્યતા અને ભક્તિ કરાવનાર સુબુદ્ધિ છે. ધર્મતત્વની શ્રદ્ધા કરાવનાર, સ્યાદ્વાદ દૃષ્ટિની ખીલવણી કરાવનાર, પ્રત્યેક પદાર્થનું યથાર્થ સ્વરૂપ દર્શાવનાર. યોગમાં પ્રવૃત્તિ કરાવનાર તથા જ્ઞાન અને ક્રિયાના ઉપયોગીપણાને સુક્ષ્મરીતે સમજાવનાર સુબુદ્ધિજ છે. સત્ પુરૂષોની સંગતિ કરાવનાર, સમ્યક્ત્વની રીતિને જણાવનાર, અધ્યાત્મ ઉપર પ્રેમ કરાવનાર, **આત્માના ત્રણ પ્રકારના ભેદ** (બહિરાત્મા, અંતરઆત્મા, પરમાત્મા ) ને ઓળખાવનાર તથા **નવ તત્વમાં** હેય, જ્ઞેય અને ઉપાદેય કોણ છે તેનો પ્રકાશ કરનાર સુબુદ્ધિ છે. **જગત્માં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આત્માજ છે** અને આત્મામાં સર્વ ઋદ્ધિ છે તથા આત્મામાં દર્શન જ્ઞાન, અને ચારિત્રાદિ ગુણો રહેલા છે તથા આત્મા અને જડ વસ્તુઓનું સ્વરૂપ ભિન્ન છે, એવું દર્શાવનાર સુબુદ્ધિજ છે.

સંયમમાં રહેલી અપૂર્વ શક્તિને જણાવનાર, કૃત્યઅકૃત્યનું સ્વરૂપ સમજાવનાર, ભક્ષ્ય અને અભક્ષ્યને ઓળખાવનાર, ઉદયના અને ક્ષયના હેતુઓને સમજાવનાર તથા ધર્મની ઉત્તમતાને બતાવી સત્ય ધર્મને ગ્રહણ કરાવનાર સુબુદ્ધિજ છે. અહિંસામયી જૈનધર્મમાં પ્રવેશ કરાવનાર, ધર્મની ઉન્નતિના ઉપાયોને દર્શાવનાર, તીર્થંકરોની પરમાત્મદશાને જણાવનાર, તથા અન્યજીવો ઉપર દ્વેષ અને ક્લેશ કરતાં અટકાવનાર સુબુદ્ધિ છે. લોભ અને દ્વેષને લીધે ઉત્પન્ન

થતા નથી. સત્ય છે તે **મુક્તિરૂપી મ્હેલનું પગથીઉં** છે, એવી એવી રીતે આત્માને સમજાવી સરળ માર્ગે ચલાવનાર સુબુદ્ધિ છે.

સુબુદ્ધિના સંયોગથી **શૌચધર્મમાં** પ્રવૃત્તિ થાય છે, બાહ્ય શૌચ અને આન્તર શૌચ પાળી શકાય છે અને અનેક પ્રકારની મલીનતાને ટાળી શકાય છે. બાહ્ય શૌચ એ જોકે નકામા જેવું છે, તો પણ અમુક હેતુ માટે તેની આવશ્યક્તા છે. ગ્રહસ્થોને **દ્રવ્યશૌચની** જરૂર છે. જલ વગેરેથી શરીરનો ઉપરનો મેલ દૂર કરી શકાય છે. શરીરની સ્વચ્છતા થતાં મનની જાગ્રતિ રહે છે, પરંતુ **ભાવશૌચની** અત્યંત આવસ્યક્તા છે. હૃદયની શુદ્ધતાને ભાવશૌચ કહે છે. **અજ્ઞાન, રાગ** અને **દ્વેષને** ટાળ્યા વિના હૃદયની શુદ્ધિ થતી નથી. અશુદ્ધ પરીણતી એજ હૃદયનો ખરેખરો મેલ છે, અને એ મેલને દૂર કરનાર માત્ર ભાવશૌચજ છે. હૃદયની શુદ્ધિ જળથી થઈ શકતી નથી, **અન્તરાત્મા** પાણીવડે કદાપિ શુદ્ધ **થતો નથી.** સંયમરૂપ જળથી પરિપૂર્ણ આત્મરૂપ નદી છે, સત્યરૂપ પ્રવાહ છે, શીલરૂપ તટ છે અને દયારૂપ ઉર્મિયો (છોળો) ઉછળે છે, એવી **આત્મનદીમાં સ્નાન** કરવાથી હૃદયની શુદ્ધિ થઈ શકે છે. અને નદીના તટ તરફ ખેંચી જનાર સુબુદ્ધિજ છે. હૃદયની પવિત્રતા વિના ઉત્તમ અનુભવજ્ઞાન પ્રગટી શકતું નથી. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન. અવધિજ્ઞાન, મનઃપર્યય જ્ઞાન, અને કેવલ્યજ્ઞાન આ **પાંચ પ્રકારના** જ્ઞાન પ્રાપ્ત કરવાં હોય તો વિવેકરૂપી જળથી હૃદયનું પ્રક્ષાલન કરવું જોઇએ.

હૃદયની શુદ્ધિ વિના બાહ્યક્રિયાના આડંબરથી આત્માની ઉચ્ચતા થતી નથી. અનેક પ્રકારના દોષો કુબુદ્ધિના સહવાસથી

લાગેલા હોય તેને ધોઈ નાંખવા સુબુદ્ધિની સહાયની જરૂર છે. હૃદયની શુદ્ધિ કરવામાં આવશે તો પરમાત્માની પ્રાપ્તિ કરતાં વાર લાગવાની નથી. જેવી રીતે મેલથી રહિત થયેલાં કપડાં ઉપર ચટકદાર રંગ ચઢી શકે છે, તેવી રીતે કુવિચારથી મુક્ત થયેલા હૃદયમાં જ્ઞાનરૂપી રંગ ચઢી શકે છે.

હૃદયની શુદ્ધિ **સત્સંગ**થી થાય છે. સત્પુરૂષોના સમાગમથી તથા તેમના સદુપદેશથી મનના વિચારો બદલાય છે. પવિત્ર વિચાર અને આચારના સેવનથી સત્વર હૃદયની પવિત્રતા થાય છે. હૃદયમાં સદાકાળ પવિત્ર ગુણોની ભાવના ઉત્પન્ન કરનાર, હૃદયના સ્વાર્થી વિચારોને દાબી દેનાર, કોઈનું બુરૂં કરવાની વૃત્તિને તુર્ત સમાવી દેનાર તથા શુદ્ધ પ્રેમની વૃત્તિ ધારણ કરાવી સર્વનું ભલું કરવાના સદ્‌વિચારો ઉત્પન્ન કરાવી અશુભ વિચારોના પ્રવાહને રોકનાર સુબુદ્ધિ છે.

વળી **લક્ષ્મીની ઉપાધિમાં** પડેલા આત્માઓ રાત્રિદિવસ ધાન્યના કીડાની પેઠે લક્ષ્મિના કીડા બને છે અને જ્ઞાનદૃષ્ટિએ જોતાં જેની જરાએ કિંમત નથી એવી લક્ષ્મિની કિંમત આંકે છે અને જેની કિંમતનો પાર નથી એવા અમૂલ્ય આત્માની લક્ષ્મિદાસો બીલકુલ કાળજી રાખતા નથી. જેઓ લક્ષ્મિના દાસ છે તેઓ પ્રભુભક્તિ, ગુરૂભક્તિ, પરમાર્થ પ્રેમ, પરોપકાર, આત્માની ઉન્નતિ વગેરે હેતુઓ તરફ લક્ષ આપતા નથી અને જડરૂપ **લક્ષ્મીના સહવાસથી** જડ જેવા **બની** જાય છે, અને લોભને વશ થવાથી ચૈતન્ય તત્વ તરફ વૃત્તિને વાળી શકતાં નથી, **તેથી** આત્મિક સુખ પ્રાપ્ત કરવા શક્તિમાન થતા નથી અને રાત્રિ

દિવસ દાવાનલની પેઠે તૃપ્તિ પામતા નથી, તેઓને સત્ય માર્ગ સુઝાડી, ત્યાગવૃત્તિ ધારણ કરાવી, મમતાને મુકાવી **ધર્મને ધારણ કરાવનાર સુબુદ્ધિજ છે.**

વળી **પરિગ્રહરૂપી પીશાચના** પ્રેમબંધથી જકડાયલા મૂઢાત્માને પરિગ્રહના પાશમાંથી મુક્ત થવાની કુંચી બતાવનાર, **સંસારની અસારતાનું** યથાર્થ સ્વરૂપ સમજાવનાર, વિષયરૂપી વેલડીથી વીંટલાયલા **વિષયાંધોને ઉપદેશરૂપી** અંજનથી દેખતા કરી વિષયબંધથી છોડાવનાર, તથા શીયળરૂપી શણગારથી સજ્જ કરી પૂર્ણ **બ્રહ્મચર્ય** પાલન કરવાની બુદ્ધિ સુઝાડનાર **સદ્દગુણી સુબુદ્ધિજ** છે; એમાં લેશમાત્ર પણ શક નથી. આપને હું વધારે શું કહું ? આપ વિચારવંત છો એટલે મારા કહેવાનો ભાવાર્થ સમજી ગયા હશોજ.

**મહારાજ** ! જ્યાં સુધી આપનાં પવિત્ર રાજ્યમાં કુબુદ્ધિ અને કામદેવનાં કનિષ્ટ કદમ કાયમ રહેશે, ત્યાં સુધી આપણાં રાજ્યની થયેલી અવદશા સુધરવી મને તો દુષ્કર લાગે છે. આપ ભોળાઇમાં ભૂલી કામદેવના કાળચક્રરૂપી કતુંકમાં ફસાયા અને કુબુદ્ધિબાઇ આવ્યા પછીનો તો આડો આંકજ વળી ગયો છે, તે વિષે આપ કયાં અજાણ્યા છો ? પરંતુ કુબુદ્ધિબાઇના **મોહપાસની ઘેલછાથી** આપને યોગ્ય વિચાર આવતો નથી. હજી પણ આપ ચેતો અને સુબુદ્ધિનો સત્કાર કરો, એમાંજ આપનું શ્રેય છે. હું આપને સમજુને શું સમજાવું ? હું તો આપની નમ્ર દાસી છું, પરંતુ મારી ફરજ મારે બજાવવીજ જોઇએ, જેથી મેં આપનો કેટલોક અમૂલ્ય વખત રોકયો છે!" !

# प्रकरण ८ मुं.

## * સુબુદ્ધિનો સત્કાર અને કુબુદ્ધિનો તિરસ્કાર *

મહાસાગરને વિષે રહેલી મોટી મોટી વજ્રમય પાષાણની શિલાઓ પણ કોમળ ગણાતા જળના પ્રવાહવડે ઘસાય છે; તેવીજ રીતે સુરૂચિના સંયોગથી અને ઉપદેશરૂપી વાક્યપ્રવાહથી મહારાજા ચૈતન્યનું જડ બનેલું હૃદય ઘસાયું, અથવા જેવી રીતે કીચડથી તરબોળ થયેલા હીરાનો પ્રકાશ નાશ પામે છે અથવા માંહેને માંહે દબાઇ રહેછે, પરંતુ તે ઉપરથી લાગેલો કીચડ દૂર થતાંની સાથેજ પોતાના અસલ રૂપમાં પ્રકાશી નીકળે છે, તે પ્રમાણે કીચડતુલ્ય કુબુદ્ધિના સંસર્ગથી મહારાજા ચૈતન્યના હૃદયના પ્રકાશમાન વિચારરૂપી કિરણો મંદ પડી ગયા હતા તે સુરૂચિના સદ્બોધથી સતેજ થયા અને એ પ્રકાશમાન થયેલા કિરણોવડે તેઓ પોતાની ભૂલને જોઈ શક્યા. તેઓને હવે અનેક પ્રકારના તર્કવિતર્ક ઉત્પન્ન થવા લાગ્યા, અને આટલો વખત સુધી કુટિલ કુબુદ્ધિના દોરવ્યાથી ખોટી દિશાએ અથડાઈ રાજ્યની પાયમાલીનું કારણ પોતેજ થયા છે એવું જણાયાથી પશ્ચાતાપના મહાસાગરમાં ગોથાં ખાવા લાગ્યા.

તેઓની વિચારશક્તિ કેટલેક અંશે હવે જાગ્રત થઈ. એક પછી એક અનેક વિચારો તેમની હૃદયરૂપ સડક ઉપરથી પસાર થવા લાગ્યા. જેવી રીતે કોઈ સારા મેકરત વરીઆળ અજ્ઞાનં વાપ-

રનારની બેદરકારીને લીધે તૂટીફૂટીને હાલહવાલ થઈ જાય છે અથવા ખરેખરો ટાઈમ આપવાને અશક્ત બની જાય છે, તેમ **કુબુદ્ધિના સંયોગથી** ચૈતન્યરૂપી ઘડીઆળ સદ્‌વિચારરૂપી સાચો ટાઇમ આપવાને **અસમર્થ** બની ગયું હતું, પરંતુ તેજ ઘડીઆળનું સાંચાકામ સુરૂચિબાઈના **સદ્‌બોધવડે** સુધરી ગયું. તેઓનું કઠોર બનેલું હૃદય હવે બહુ કોમળ બની ગયું અને દરેક પળે સુબુદ્ધિના સદ્‌ગુણોનું સ્મરણ થવા લાગ્યું અને કાંકરાની માફક કોરાણે નાંખેલી સુબુદ્ધિને હવે પોતાની પાસે બોલાવવાનો સંપૂર્ણ વિચાર થયો અને સુરૂચિને હુકમ કર્યો—"તું **સત્વર જા અને તારી શેઠાણી સુબુદ્ધિબાઇને મારી પાસે બોલાવી લાવ.'**

ચગડોળ ઉપર ચઢેલા **ચૈતન્યસિંહનું મન** આટલું બધું ફેરવાઇ ગયેલું જોઇ સુરૂચિના આનંદનો હવે પાર રહ્યો નહિ. તે ઝપાટાબંધ દોડતી અને કૂદતી પોતાની શેઠાણી પાસે પહોંચી ગઈ, અને મહારાજા સાથે બનેલી તમામ હકિકત નિવેદન કરી તથા રાજાજીએ આપેલું આમંત્રણ પણ તેઓને જણાવ્યું.

આટલા દિવસથી ઝુરાતી અને સુકાતી સુબુદ્ધિ આ શુભ સમાચાર સાંભળી સંતોષ પામી અને આનંદસાગરમાં ગોથાં ખાવા લાગી. તેના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાના લાંબા સમયનો પ્રયત્ન સફળ થયો જાણી તે હવે વધારે ઉત્તેજિત થઈ. મહારાજા ચૈતન્યસિંહ સ્વપ્ને પણ યાદ કરતા નહિં તેઓ આજે મને પોતાના દરબારમાં બોલાવે છે, એવું જાણી તે હર્ષઘેલી બની દરબારમાં જવાની તૈયારી કરવા લાગી. પોતાના **સદ્‌ગુણરૂપી** અમૂલ્ય **શણગારો** શરીરને વિષે ધારણ કર્યા અને **શાંતિરૂપી**

સુંદર **પટકુળ** પહેરી તૈયાર થઇ તથા પોતાની સહયોગી રાણીઓ **ક્ષમા, કરૂણા, ધીરજ, ધારણા, સકામનિર્જરા, અકામનિર્જરા, સુમતિ** વગેરેને સાથે લઈ રાજદરબારમાં આવી પહોંચી.

મહારાજા ચૈતન્યસિંહ સુબુદ્ધિને મળવાને અધીરા થઇ તેની વાટજ જોઇ રહ્યા હતા, તેઓ સુબુદ્ધિને આવતી જોઈ જાણે હર્ષઘેલા બની ગયા હોય તેમ અનેક હાવભાવ કરવા લાગ્યા, સુબુદ્ધિનો સારો સત્કાર કર્યો અને પોતાની પાસે સિંહાસન ઉપર બેસાડી.

## ❀ સમ્યકૂત્વની પ્રાપ્તિ ❀

દરબારમાં **સુબુદ્ધિનાં શુભ કદમ** થવાથી દરબારગૃહ અતિશય સુશોભિત જણાવા લાગ્યું. મહારાજા ચૈતન્ય પણ સુબુદ્ધિના સંયોગવડે અતિ આનંદિત દેખાવા લાગ્યા. અને દરબારી ગૃહસ્થો જેઓ અવ્યવસ્થિત કાર્યભારથી ફાવી ગયા હતા તેઓને હવે ભય લાગવા માંડયો કે રખેને સુબુદ્ધિ કાંઈ રાજાજીને આડુંઅવળું સમજાવે અને આપણો પગ નીકળી જાય એવા ડરથી તેઓ આશ્ચર્યચકિત થઇ આમતેમ ટગરમગર કાગડાની માફક જોવા લાગ્યા.

ઘણા સમયથી વિખુટા પડેલા પતિપત્નિ પાછા **પ્રેમરૂપી સાંકળથી** જોડાયા. કેટલોક વખત સુધી મહારાજા અને સુબુદ્ધિ વચ્ચે **વિયોગ સમયની વાતચીત** થઇ અને તેમાં મહારાજાએ જણાવ્યું–" મારી વ્હાલી સુબુદ્ધિ ! તારા વિયોગથી હું અત્યંત દુઃખી થયો છું. તને અકારી કરી અળગી નાંખવાથી મારા રાજ્યની પુરેપુરી પાયમાલી થઇ છે, પરં

તું હજી પણ તારી સંપૂર્ણ લાગણીથી અને સુરૂચિના સદ્બોધવડે મને મારી પોતાની ભૂલ જણાઇ છે. મારી મિથ્યાત્વરૂપી ઉંઘ હવે ઉડી ગઇ છે અને મારાં કરેલાં કતુંકો હવે યાદ આવી પ્રશ્વાતાપ થાય છે. હવે મારે શું કરવું તેનો રસ્તો બતાવ કે જેથી કરીને હું સુખી થાઉં અને મારા રાજ્યની સુવ્યવસ્થા થઇ પ્રજાજનો પણ સુખી થાય.

હે ચતુર અને વિલક્ષણ સુબુદ્ધિ ! મને એ પણ જણાવ કે આ મારી સાથે વળગેલા ભૂતજેવા મારા કારભારીઓ કોણ છે કે જે મને આડે રસ્તે દોરવી ગોથાં ખવાડે છે અને મારા રાજ્યને ખેદાન મેદાન બનાવી દીધું છે અને હજી પણ મારો પીછો છોડતા નથી ”

આ સાંભળી શાંતિનો ખજાનો અને ડહાપણનો ભંડાર સુબુદ્ધિબાઇ બોલી–“ હે મારા પ્રાણેશ્વર ! જીવનાધાર પતિ ! આપની હવે એ બાબત જાણવાની અભિલાષા થઇ છે, તો હવે આપને જણાવું છું–મહારાજ ! એ તમારી સાથે રહેલા તમારા હિતેચ્છુ ગણાતા હીચકારાઓ મહા દગાખોર અને બળવાન છે. એઓ તમારી પૂંઠે દુશ્મનની માફક લાગેલા છે. તમોને આડે રસ્તે દોરવી પોતે મઝા ઉડાવે છે. એઓ તમારી માનીતી થયેલી કુબુદ્ધિના મળતીઆ છે અને તેઓની સંપૂર્ણ મસલતથી તમારા રાજ્યની આવી દુર્દશા થઇ ગઇ છે. તમો મોડેથી પણ ચેત્યા તો સારૂંજ થયું છે. કહેવત છે કે “ ગઇ તેને વિસારો અને રહી તેને સંભાળો. ” અથવા “જાગ્યા ત્યાંથીજ સહવાર ગણી કાર્યની શરૂઆત કરો. ”

મહારાજા ચૈતન્યસિંહ આ સાંભળી વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યા અને સુબુદ્ધિને પૂછવા લાગ્યા–"હે શાંત-મૂર્તિ સુબુદ્ધિ! તારા કિંમતી વિચાર મને જણાવ કે હવે એ નિર્દયી દુસ્મનોને કેવી રીતે દૂર કરવા, કેવી રીતે વશ કરવા, અને કેવી દીતે હરાવી હાંકી મૂકવા કે ફરીથી મારા રાજ્યમાં પગ મુકવા પામે નહીં. એવી યુક્તિ મને બતાવ કે જેથી તેઓ સદાને માટે મારા રાજ્યમાંથી દૂર થાય અને હું પણ એવા **બખીલ બદમાશોનું** મોઢું ફરીથી જોવા પામું નહીં."

## "સુબુદ્ધિની સાચી શીખામણ."

સુબુદ્ધિના હર્ષનો હવે પાર રહ્યો નહિ, કેમકે **"ભાવતું હતું અને વૈદે કહ્યું"**, તેવો ઘાટ થયો. એને તો એટલુંજ જોઈતું હતું. તે કહેવા લાગી–"મારા પરમપ્રિય પ્રાણાધાર કંથ! જો તમો માનો અને મારી શીખામણ પ્રમાણે વર્તો તો એક ખરેખરી તમારા હિતની વાત કહુ! અને તે ફક્ત એટલુંજ કે કયાં તો તમો તમારા **મૂળ સ્વરૂપને યાદ કરો** ( આત્મસ્વરૂપમાં લીન થાઓ) અથવા પરમ કૃપાળુ **પરમાત્માના ગુણોનું ચિંતવન કરી,** તેમના પ્રત્યે પ્રાર્થના કરી **ભક્તિભાવમાં** મગ્ન રહી તેમના જેવું પદ પ્રાપ્ત કરવાને મથન કરો."

મહારાજા આ હિતકારક વાકયો સાંભળી શાંતજ થઇ ગયા. તેઓના હૃદયમાં આ **સોનેરી** શબ્દો બીબાંની માફક ગોઠવાઇ-ગયા. તેઓ થોડીવાર તો મૌનજ રહ્યા, અને અંતરમાં વિચાર કરવા લાગ્યા કે સુબુદ્ધિએ રસ્તો તો ઘણો સરળ અને રામબાણ બતાવ્યો.

## ❀ કુબુદ્ધિનો બળાપો. ❀

આ સઘળી વાતચીત ચાલતી હતી તે પેલી કપટકળાની મૂર્તિ કુબુદ્ધિબાઈ કે જે મહારાજાની પાસેજ બેઠેલી હતી તે આટલી વાર સુધી તો પોતાનું બોલવું કાબુમાં રાખીને સાંભળ્યા કરતી હતી પરંતુ હવે તેનું પાણી આવ્યું. હવે તેનાથી સુબુદ્ધના વિચાર સહન કરી શકાયા નહિં, કેમકે આતો એનુંજ કાટલું કાઢવાનો રસ્તો હતો. મહારાજા જો સુબુદ્ધિના કહ્યા પ્રમાણે વર્તે, તો બસ થઈજ ચુકયું. પછી તો કુબુદ્ધિના કહ્યાગરા કલંકી કામદારોને ઉચાળાજ ભરવા પડે અને કુબુદ્ધિ પણ કયાં ઉજળે મોંઢે રહી શકે તેમ હતુ. તેનો જીવ તો તળે ઉપર થઇ ગયો અને ગુસ્સાના આવેશમાં આવી એકદમ **બોલી ઉઠી**—

"મહારાજ! તમે તો ખરેખર કાનનાજ માણસ છો. આટલા વખતથી આ શ્યાણપણાનો ભંડાર અને ડહાપણનું ડીંગલું, દોઢ-ડાહી કુલક્ષણિણી કયે છટ્ટે ખૂણે ભરાયલી હતી? એ કોણ છે અને કયાંથી અહીં ઘુસી આવી? અને તમોએ પણ એને આપણા દર-બારમાં આવવાની પરવાનગી કેમ આપી? શું તમારા વિચાર હવે બદલાઈ ગયા છે કે મારા કાંઇ દોષ તમારી દૃષ્ટિએ પડયા છે? શું તમોને એ પંડિતાઇના ઢગલાએ ભંભેરી ભૂત બનાવ્યા છે કે **વશીકરણ** કરી બાવરા બનાવી મુકયા છે? શું તમો જાણતા નથી કે હું **મોહરાજાની માનીતી** અને લાડીલી પુત્રી છું અને આપ મહારાજાધિરાજ ચૈતન્યસિંહ મારી સાથે લગ્નગાંઠથી જોડાયલા છો? શું તમોએ એ શેખાઇખોરને કાંઈ છુપાવી મુકી હતી કે? મારા પ્રાણથી પણ અધિક વહાલા! મને ખરેખરૂં જણાવો કે એ સ્ત્રી છે કોણ?"

## ❀ કુબુદ્ધિને પાણીચું ❀

કુબુદ્ધિનાં આવાં ક્રોધ અને કટાક્ષથી ભરેલાં વાક્યો સાંભળી મહારાજા આશ્ચર્યચકિત થઇ મનમાંજ હસવા લાગ્યા અને કપટી તથા પ્રપંચી માણસો પોતાની જાળ ક્યાં સુધી ફેલાવી સરળ હૃદયના માણસોને ફસાવે છે તેનો વિચાર કરવા લાગ્યા, તથા એ મૂર્ખશિરોમણી મૂઢ બુદ્ધિબાઈ તરફ **તિરસ્કારની** નજરથી જોવા લાગ્યા. મહારાજા પોતાનું હસવું હવે દબાવી શક્યા નહિં અને તેઓએ હસીને કુબુદ્ધિને રોકડે રોકડું જ પકડાવીદીધું-"હવે તારી સાથે મને બીલકુલ સ્નેહ આવતો નથી, કેમકે તુંજ મારા રાજ્યની પાયમાલીનું કારણ મને માલમ પડી છે, તારા પ્રેમમાં આંધળો બની પતંગીયાની પેઠે મેં દેખાદેખીને તનેજ દેખી અને આખરે છેક બેહાલ સ્થિતિમાં આવી પડ્યો, પરંતુ કર્મસંયોગે આ સદ્ગુણનો ભંડાર સુબુદ્ધિએ મારી દાઝ જાણી મને પાપરૂપી પલીતનાં પંજામાંથી બચાવ્યો અને મારી જીંદગીની સફળતા કરવાનો સરળ રસ્તો સૂઝાડ્યો, જેથી હવે તારા ઉપર મને બહુ તિરસ્કાર છુટે છે અને એ મારી હિતકારીણી હીરાતુલ્ય સ્ત્રી સાથે સંપૂર્ણ સ્નેહ લાગ્યો છે માટે તું હવે મારી નજર આગળથી દૂર જા."

## ❀ કુબુદ્ધિ ક્રોધના આવેશમાં ❀

મહારાજાનાં આવાં ફિટકારથી ભરેલાં વચનો કુબુદ્ધિથી હવે સહન થઇ શક્યાં નહિ, તેનો પીત્તો હવે છેક ઉછળી આવ્યો, આખા શરીરમાં જાણે ક્રોધાગ્નિ સળગી ઉઠ્યો હોય તેમ શરીર કંપવા લાગ્યું, રોમ રોમમાં **ક્રોધની જવાળા** પ્રકટી નીકળી. હવે શું કરવું અને ક્યાં જવું

તેના અનેક વિચાર એક પછી એક તેના હૃદયમાં ઉદ્ભવવા લાગ્યા. મહારાજા પોતેજ તદ્દન બદલાઇ ગયા તો હવે શું ઉપાય રહ્યો તેની તેને સુજ પડે નહિ. ગુસ્સામાં ને ગુસ્સામાં તે દરબારમાંથી ઉઠી, પરંતુ રાજમ્હેલમાં રહેવાની તેને મનાઈ હોવાથી વળી પાછી અટકી અને પોતાના બુદ્ધિરૂપી અનેક તુરંગો દોડાવ્યા, મનમાં હઝારો ગાળો સુબુદ્ધિને દેતી અને તેનું કાંટલું હવે કેવી રીતે કાઢવું તેના અનેક **હવાઇ કિલ્લા** બાંધતી આખરે તે ફક્ત **એકજ નિશ્ચય** ઉપર આવી, તે વિચાર એજ હતો કે અહીં તો હવે મારૂં કશું ફાવે તેમ નથી. મહારાજનીજ મારી ઉપર અવકૃપા હોવાથી તેના નગરમાં સઘળા મને ધીટકારની નજરથી જોશે, મારા માનીતા દરબારીઓને હવે વિના વિલંબે પાણીચું મળશે, કેમકે સુબુદ્ધિના સ્યાણપણ પાસે તેઓ ઘડીભર ટકી શકે તેમ નથી, માટે મારે હવે બીજે કાંઇ નહિ રહેતાં મારા **બળવાન પિતાની સહાય** લેવી એજ વધારે શ્રેયસ્કર છે. તેઓ એમના હૃદયમાં ભરાયલા ભૂતને દૂર કરવા પુરેપુરા શક્તિમાન છે, તેમના હઝારો કામદારો એમને એક ક્ષણમાં વશ કરવાને સમર્થ છે. તેઓ એમનું અભિમાન અને ડહાપણું દોઢ ઘડીમાં દૂર કરી નાખંશે અને ત્યારેજ મહારાજાને માલમ પડશે કે કુબુદ્ધિને દૂર કરવાથી કેવું સહન કરવું પડે છે.

## મોહરાજાને ફર્યાદ

તે ત્યાંથી રીસમાંને રીસમાં એકદમ ચાલી અને થોડાજ સમયમાં પોતાના પિતા **મોહરાજા** પાસે આવી પહોંચી. ઉદાસ ચ્હેરે અને ગદ્‌ગદિત વાણીથી તેણે પોતાના પિતાને જણાવ્યું—“ મારા શુભચિંતક

પિતાજી ! હું આપને કહેતાં શરમાઉં છું, પરંતુ કહ્યા વિના છુટકો નથી. મારા દુઃખે દુઃખી થનાર અને સુખે ખુશી થનાર આપજ છો. પિતાશ્રી ! હું એવું નહોતી જાણતી કે મારા પતિને **બીજી સ્ત્રી** છે. આજદિન સુધી તો તે કોણ જાણે ક્યાં ભરાઈ બેઠેલી હતી, તે માલમ પણ પડતું નહોતું, પરંતુ આજ તો તેણે દરબારમાં આવી હદજ કરી નાંખી મહારાજાને કોણ જાણે શું સમજાવ્યા અને ભંભેરીને ભૂત બનાવ્યા કે તેઓ મને તો જાણે દુશ્મનની માફકજ દેખવા લાગ્યા, મને અનેક રીતે તીરસ્કાર કર્યો, મેં કહ્યું તે કશું સાંભળ્યુંજ નહિ અને મને નાલાયક અને તુચ્છ રીતે અપમાન કરી એકદમ દરબારમાંથી નીકળી જવાનો હુકમ ફરમાવ્યો. કેટલીક વાર સુધી તો મને ક્યાં જવું તેની કશી સમજ પડી નહિ, પણ આખરે અનેક વિચારો કરતાં **આપનો આશ્રય** લેવાનું યોગ્ય લાગ્યું. આપ મારા દુખઃનું નિવારણ કરશો એમ નક્કીજ છે કેમકે આપ મારા શુભેચ્છક તેમજ મહા બળવાન છો. આપના અનેક યોદ્ધાઓ એવા પરાક્રમી અને કળાબાજ છે કે તેના મોં આગળ એ ચૈતન્યના દોઢડાહ્યા અને **થંડા આઈસ જેવા મગજના યોદ્ધાઓ** કંઈ પણ કરી શકશે નહિ. તેઓ એક ક્ષણમાં આપણે શરણ થઈ જશે અને પછી મહારાજા એની એજ પાછા હતા તેના તે થઈ રહેશે."



## પ્રકરણ ૧ સું.



### *રીસે ભરાયેલા મોહરાજા અને ચૈતન્યપર ચઢાઇ*

મિથ્યાત્વપુરમાં મનમાનતી રીતે આનંદથી રાજ્યકર્તા **મોહરાજા** પોતાની પુત્રીના આવાં કલ્પાંતયુક્ત વચનો તથા નહિ છાજતો તિરસ્કાર થયેલો સાંભળી અત્યંત ક્રોધમાં આવી ગયા, આંખો લાલ વિક્રાળ બની ગઈ, તેઓના ચેહેરાપરથી એમજ લાગે કે કોણ જાણે શું કરી નાંખશે, તેઓ **મહારાજા ચૈતન્યની** વર્તણુંક ઉપર અનેક ધીટકારની દૃષ્ટિથી જોવા લાગ્યા અને હવે શી રીતે સપાટામાં લેવો, તેનો વિચાર કરવા લાગ્યા. પોતાની પુત્રી કુબુદ્ધિને અનેક રીતે દિલાસો આપી સમજાવી—"તું શું કરવા **ફિકર કરે છે? તારે આથે હું મોટો સિંહ જેવો બેઠો છું.** તારે જરા પણ દિલગીર થવાનું કંઇ કારણ નથી. તારા મનમાંથી તું એ ખતરો સદંતર કાઢી નાંખ અને સુખેથી હાલ આપણે ત્યાં ખાઈપીને આનંદથી રહે. હું હમણાંજ એ મદમાં છલકાઇ ગયેલા બદમાશ ચૈતન્યને પકડીને બાંધી મંગાવું છું."

તુરતજ તેમણે પોતાના ભરોસાપાત્ર દૂત **કામદેવને** બોલાવી મંગાવ્યો, કે જે દૂત ઉપર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો, તેમજ તે બહુ બાહોશ અને અક્કલબાજ હતો અને સર્વે સરદારોમાં પણ બહાદુર હતો. તેને હુકમ કર્યો—"તું ચૈતન્યની પાસે જલ્દીથી જા અને તેને કહે કે તમને મોહરાજાએ કહેવાડયું છે કે,

અહો !! અક્કલના આંધળા અને અધર્મી રાજા ! તમો છેક ક્રૂર કેમ બની ગયા છો ? અને પરણેલી સ્ત્રીને કેમ કાઢી મુકી તમારી અપકીર્તિ કરાવો છો ? તમારૂં બળ અને શૂરવીરપણું કયાં જતું રહ્યું ? આમ હીચકારાના જેવાં કાર્યો કેમ કરવા માંડયાં છે ? કુબુદ્ધિને કાઢી મૂકીને તમો મોહરાજાના પુરેપુરા દુશ્મન બન્યા છો. જો તમો તેમની સાથે સલાહ રાખવા ઇચ્છતા હો તો તેમને શરણે આવો અને તેમની **માફી** માંગો, અગર તેમ નહિ કરી મગજમાં ફાંકો રાખતા હો તો લઢવાને માટે તૈયારી કરો."

કુનેહબાજે **કામદેવ** સંદેશો લઇ તાબડતોક દોડતો ને કૂદતો **મહારાજા ચૈતન્યના દરબારમાં** આવી પહોંચ્યો અને અદબથી ઉભો રહી મોહરાજાનાં કહેવાડેલાં તમામ સમાચાર શબ્દેશબ્દ નિવેદન કર્યા.

મહારાજા ચૈતન્ય હવે કાંઈ ગાંજ્યા જાય તેમ નહોતા કેમકે કુબુદ્ધિને કાઢી મુકી ત્યાર પછી તેના મળતીયા અને નિમકહરામ નોકરો **અજ્ઞાનસિંહ** (પ્રધાન), **પ્રમાદસેન** (સૈન્યાધિપતિ), **દુર્મતસિંહ** (કોટવાલ) વગેરેને પણ 'પાણીચું' પકડાવ્યું હતું અને તેને બદલે જુના ઠરેલ અને પ્રમાણિક નોકરો **જ્ઞાનસિંહ, સમતાસેન, સુસ્વભાવસિંહ, વિવેકસિંહ, શાંતિસેન** વગેરેને ગોઠવી દીધા હતા, તેઓ પોતાની જગ્યાનું કામ ખંતથી અને નિમકહલાલીથી બજાવ્યા કરે તેવાજ હતાં.

મોહરાજાના મોકલેલા દૂત **કલંકી**, **કામદેવના** મુખથી અભિમાનથી ભરેલાં અને અપમાનયુકત વચનો સાંભળી મહારાજા **ચૈતન્યસિંહનો** મિજાજ ઠેકાણે રહ્યો નહીં, તેઓના હૃદયમાં

ગુસ્સાની અગ્નિ એકદમ પ્રજ્વલિત થઈ ગઈ કેમકે આ તો "પડયા ઉપર પાટુ" એવું કામ હતું. તેઓ હવે સમજી ગયા હતા કે, મારા રાજ્યનું કાર્ય ધૂળધાણી કરાવનાર એજ કજીયાદલાલ કામદેવ હતો. તેમણે કામદેવને કહ્યું:—

"જા! તારા રાજાને કહે કે હવે તેઓ તમારો સ્પર્શ કરવાને પણ ઇચ્છા રાખતા નથી. હું આપબળથી સ્વતંત્રપણે મારૂં રાજ્ય ચલાવવાને સામર્થ્યવાન છું, મારા શાંત અને શુરવીર યોદ્ધાઓ એવા છે કે એક ક્ષણમાં તમારો નાશ કરશે. હવે હું તમારી લેશમાત્ર બીક રાખતો નથી. તમો તમારા મનમાં અભિમાનથી ઉભરાઈ જઈ ભૂલ ખાઓ છો. તમો એમ ધારતા હશો કે અમો અહુ છીએ અને એ એકલોજ છે, પરંતુ તેમ નથી. તમારે તમારી ફોજ ચઢાવી લઢવું હોય તો સુખેથી મેદાન પડી જાઓ. કાલે આવતા હો તો હમણાંજ આવો, હું હવે મારો ટેક કદાપિ છોડનાર નથી. તમારામાં જેટલું પાણી હોય તેટલું અજમાવવામાં કસર રાખશો નહિં."

"અરે! મદમાં ઉભરાતા મોહરાજાના દુષ્ટ અને દયાહીન દૂત! તું પણ કયાં ઓછો છે? તારી પ્રપંચજાળમાં ફસાઇનેજ હું કુબુદ્ધિને વર્યો હતો, તારાં મીઠાં મીઠાં વાકયોથી લોભાઈ જઈ એ દુષ્ટ કુલનાશિનીને મારાં પવિત્ર ઘરમાં પ્રવેશ કરવા દીધો હતો અને એ પાપીણીના પ્રપંચી પ્રેમપાશમાં પટકાઇ પડી મારાં મહાન્ કીર્તિવંત રાજ્યની પાયમાલીનું કારણ હું પોતેજ બન્યો. જેમ કોઈ માણસ ધંતુરાનું ભક્ષણ કરે તો તેને સર્વે વસ્તુ પીળીજ જણાય છે, તેમ કુબુદ્ધિનો સંસર્ગ મને થયો, ત્યારથી મને

મારૂં રાજ્ય રાગમયજ દેખાવવા લાગ્યું. મારૂં ચિત્ત ભ્રમિત થઇ ગયું અને અનેક અઘટિત કાર્યો કરવામાં તત્પર થયો. આખરે મારા રાજ્યની હાલહવાલ સ્થિતિ થઇ ગઇ, પણ મારાં કોઈ શુભ **કર્મના યોગથી સુરૂચિને સમાગમ** થયો, તેનો સદુપદેશ સાંભળી મારી આંખો ઉઘડી, મિથ્યાત્વરૂપી મીનો ઉતરી ગયો અને સુબુદ્ધિના સદ્ગુણ હૃદયમાં ઠસી ગયા અને એનાજ સહવાસથી અને સોબતથી મારૂં કલ્યાણ થતું આવ્યું છે અને થશે, એમ મને નક્કી જણાયું છે. હવે હું કદી પણ એ **કુટીલ કુબુદ્ધિને** મારા ઘરમાં કે ગામમાં પ્રવેશ કરવા દઇશ નહીં અને તને પણ કહુ છું કે તારાં કનિષ્ટ કદમ મારાં નગરમાંથી જલ્દીથી દૂર કરી તારે રસ્તે પડી જા, ફરીથી મારા નગરમાં કદિ પણ આવીશ નહિ. આજે તો તને જીવતો પણ જવા દઉ છું, પણ હવેથી જો તને જોઇશ તો એમજ સમજજે કે બસ આવીજ બન્યું."

મહારાજાનાં આવાં ક્રોધયુક્ત અને નિડર વચનો સાંભળી કામદેવ મનમાં વિચાર કરવા લાગ્યો કે આ સમયની એમની દ્રઢતા કાંઈ જુદીજ જણાય છે. જાણે કાળ કોપાયમાન થઇ વિક્રાળ સ્વરૂપ ધારણ કરે તેવો ચૈતન્યનો ચેહેરો જણાય છે, પણ હાથી મસ્તાનો થાય તે હાથેજ ધૂળ ઘાલે છે, તેમ જો એઓ મોહરાજા સાથે સલાહ નહીં કરશે તો જરૂર મોહરાજા એમનો ઘાત કર્યા વિના રહેવાના નથી, તેઓ કાંઇ જેવા તેવા નથી કે એમને ટેકમાં ટકયા રહેવા દેશે? જે થાય તે ખરૂં.

એમ વિચાર કરતો અપમાન પામેલો કામદેવ દરબારમાંથી ચાલતો થયો અને ચાલતાં ચાલતાં વિચાર કરે છે—"દાવ તો ઠીક

આવ્યો છે. મારા મનના વિચાર હવેજ સફળ થશે. મારૂં અપમાન કરીને એ ક્યાં સુખેથી બેસવા પામવાનો છે? હું મોહરાજાને હવે બરાબરજ રંગ ચઢાવીશ, પછી જોઈ લ્યો એના ફજેતાના પારાવાર."

કેટલેક સમયે કામદેવ મોહરાજા પાસે આવી પહોંચ્યો અને ચૈતન્યના દરબારમાં થયલી સઘળી વાતચીત યથાસ્થિત જણાવી તથા માંહે કેટલુંક મીઠું મરચું પણ ભભરાવ્યું અને કહ્યું—"એ તમને કદિ પણ નમન કરવા માંગતા નથી, તેમ તમારે શરણે પણ આવવાના નથી. એઓ તો લઢવાને માટે હિંમત ધરીને બેઠા છે."

આ સાંભળી **મોહરાજાનો ગુસ્સો** અધિક ઉછાળો મારી આવ્યો, તે હવે ચૈતન્યના ઉપર સજજડ કોપાયમાન થઈ ગયો. દાંત પીસીને અનેક દુર્વચનો ભરડી કાઢયાં. પોતાના અનુચરો (સેવકો)-ને એકદમ તાકીદથી સજજ થવાનો હુકમ કરી દીધો અને કહ્યું—"એ મૂર્ખશિરોમણી! ગમાર જેવા ચૈતન્યને જલ્દીથી ઘેરી લો, હવે વિલંબ કરવાનો સમય નથી. સર્વે **શૂરવીર યોદ્ધાઓ જલ્દીથી તૈયાર થઈ જાઓ.**"

પોતપોતાની ફોજ લઇ સર્વે લશ્કર તાકીદથી આવી પહોચ્યું અને મોહરાજાની હજુરમાં ખડું થઈ ગયું. તેઓના સરદારોએ જણાવ્યું—"મહારાજ! સર્વે સૈન્ય તૈયાર છે. આપ તેઓની હાજરી તપાસી જુઓ."

## *સૈન્યની હાજરી અને સરદારોની આપબડાઈ.*

મહારાજા તરતજ સૈન્યની હાજરી લેવા તેઓની સામા આવી ઉભા. પ્રથમ **રાગસેન** અને **દ્વેષસિંહ** વજીરો કે જે મહા-

બળવાન, સર્વ સૈન્યના ઉપરી, શત્રુના સૈન્યનો પરાજય કરવામાં પુરા પરાક્રમી તેમજ મોહરાજાની ફોજના મુખ્ય સરદારો હતા અને તેઓના હાથ નીચે સર્વ સૈન્ય પરીવાર સમાન હતું, તેઓ હાજર થઈ ઉભા રહ્યા અને તે પછી અનુક્રમે સર્વ સરદારો આવવા લાગ્યા.

**જ્ઞાનાવરણસિંહ** સરદાર પોતાનું લશ્કર લઇ આગળ આવી કહેવા લાગ્યો—"મહારાજ ! મારી પાસે **પાંચ જાતની સૈન્યો** છે, જેણે આ જગતના જીવોને સઘળાઓને જેવા કેદી સમાન બનાવી દીધા છે અને આ ભવરૂપી સાગરમાં ઘેરી રાખ્યા છે. જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય નહિ થવા દેવો એજ તેઓનું મુખ્ય કામ છે અને તેઓની પરાક્રમતાથી જ્ઞાન કદિ પણ પ્રગટ થવા પામતું નથી. એકના એ પણ જાણી શકાતા નથી, એવો એવો મારો મહિમા જગતને જાણીતોજ છે."

તે પછી **દર્શનાવરણસિંહ** સરદાર કહેવા લાગ્યા—"મહારાજા! મારા હાથ નીચે **નવ ટુકડીઓ** લશ્કરની હાજર છે. તેઓના પરાક્રમનો પાર નથી. તેઓની બહાદુરીથી આ જગતના જીવો આંધળા જેવાજ થઈ રહેલા છે અથવા જેમ મદિરાનું પાન કરવાથી ભાનભૂલા થઈ અનેક અનર્થ કરે છે તેમ મારા એ નવે યોદ્ધાઓના પરાક્રમથી એ ચૈતન્ય અંધ જેવોજ થઇ જશે."

**વેદનીયસેન** સરદાર હળવેથી આગળ આવી કહેવા લાગ્યા—"મારી પાસે **બે** જાતના બળવાન મહામલ્લ જેવા **બહાદુર યોદ્ધાઓ** હાજર છે, જે તીર્થંકર જેવાની પણ પાસે રહે છે, તો બીજા અલ્પજ્ઞાની જીવો તે શું વીસાતમાં? 'મારી કીર્તિ જગતમાં

જાણીતીજ છે: ચારે ગતિના જીવો મને ચાહે છે કેમકે હું ઘડી-કમાં સુખી પણ કરૂં છું અને ઘડીકમાં દુઃખ પણ દેખાડું છું."

**આયુસેન** સરદાર કે જે મહાબળવાન હતો તે બોલ્યો—"મારી પાસે **ચાર જાતિની સૈન્યા** છે. મારા સુભટો એવા શૂરવીર છે કે આ જગતમાં તમામ જીવો તેના દાસ જેવા છે. ફક્ત સિદ્ધ પુરૂષોજ તેમનાથી બચેલા છે. હું રાખું ત્યાં સુધીજ સ્થિર રહી શકે અને હું છોડું કે તરતજ મોતનો રસ્તો મળે ચારે ગતિના જીવો મારે આધિન છે અને જો હું તેઓ ઉપરની હકુમત છોડી દઉં, તો તેઓ તુરતજ શિવપુરમાં વાસ કરવા યોગ્ય થઇ જાય, પરંતુ એવો ભોળો હું કયાં છું કે તેમને છોડું ?"

**નામસેન** સરદાર પોતાને મોટો માનતો ભાર દઇને કહેવા લાગ્યો—"મારા વિના આ સંસારમાં કોઇ છેજ નહિ અને સંસા-રમાં આવે પણ નહિ. હું પુદ્ગલનું રૂપ તૈયાર કરૂં છું, તેમાં આવી ચિદ્રુપ (આત્મા) વસે છે. મારા હાથ નીચે ૯૩ **વીર યોદ્ધાઓ** છે. તેઓ રૂપવાન, બળવાન, સમર્થ, રસીલા અને બહુ રંગીલા છે. એની સાથે કોઈ તકોબરી કરે અથવા એમના પંજા-માંથી છટકવા માંડે, પણ તેને કદી એઓ છોડતા નથી. આ જન્મમાં નહિ તો આવતા જન્મમાં પણ તેની પૂંઠ કદિ છોડેજ નહિ."

**ગોત્રસેન** સરદાર પણ પોતાના પુરા પરાક્રમી બે સરદારોને લઇને આવ્યા હતા, તેઓ આગળ આવી બોલ્યા—"મહારાજ ! મારી પાસે બે મહા બળવાન યોદ્ધાઓ છે અને એ શુરવીર સુભટોનો સ્વ-ભાવ એવો છે કે ક્ષણમાં રંક બનાવે છે અને ક્ષણમાં રાજ્ય-પાટનો માલિક બનાવે છે."

અંતરાયસિંહ સરદાર પણ પોતાનું લશ્કર સજજ કરીને આવી પહોંચ્યો અને રાજા સન્મુખ આવી નમ્ર વદને કહેવા લાગ્યો– "મારી પાસે શુરવીર સુભટોની બનેલી **પાંચ ટુકડીઓ** છે અને તેના મુખ્ય પાંચ સરદારો છે. સર્વ સૈન્યની આગળ એ સ્વારો ચાલે તેવા નિપુણ છે અને રણક્ષેત્રમાં યુદ્ધ કરવામાં કદિ પાછી પાની કરે તેવા નથી. દુશ્મનને હાથમાં હથિયારજ ગ્રહણ કરવા દે નહિં અને ચૈતન્યની શુદ્ધિ સ્હેજમાં હરણ કરી લે એવા ચતુર છે એવા પરાક્રમી સુભટ મારી ફોજમાં છે અને તે આપનાથી ક્યાં અજાણ્યું છે ?"

એવી રીતે સાતે સરદારોએ પોતપોતાની શુરાતનતાનાં વખાણ કર્યાં અને પોતાના હાથ નીચેના ૧૨૦ સૈનિક સુભટો મોહરાજાની સન્મુખ લાવીને ખડા કર્યાં અને તેઓ પોતાની બહાદુરીનું બ્યાન કરતા જણાવવા લાગ્યા–" મહારાજ ! હમારી શુરાતનતા આપથી ક્યાં અજાણી છે ? હમો ચૈતન્યને એક સપાટાની સાથે શરણે કરી લઈશું. અરે ! એને હાથમાં હથિયાર પણ પકડવા પામે નહિં એવો નિર્માલ્ય અને શુદ્ધિ વગરનો બનાવી દઈશું."

## ❀ મોહરાજા આનંદમાં અને લઢાઈની તૈયારી ❀

સરદારોની શુરવીરતા અને દ્રઢ ધીરતા જોઇ મોહરાજાને બહુ આનંદ થયો અને તેઓની બોલવાની ઢબછબ તથા મુખમુદ્રા ઉપરનું નિર્ભયપણું નિહાળી રાજાજીની હિંમતમાં વધારો થયો. તેમણે તુરતજ પોતાના **રાગસેન** અને **દ્વેષસિંહ** મંત્રીઓને બોલાવ્યા અને હુકમ કર્યો–" તમો જલ્દીથી જાઓ અને મારી પોતાની ફોજના યોદ્ધાઓને બોલાવી લાવો. તેઓના **અઠ્ઠાવીસ ઘોડેસ્વાર** યોદ્ધાઓ

એવા શુરવીર છે કે નદીનું પાણી પૂર આવ્યું હોય ત્યારે પૂર્ણ વેગથી ચાલ્યું જાય છે તેમ દુશ્મનોના સામું પૂર્ણ વેગથી ધસી જાય તેવા છે."

રાગ અને દ્વેષ બંન્ને મંત્રીઓ હુકમ થતાંજ જ્યાં સૈન્યને રાખવામાં આવ્યું હતું ત્યાં જઇ પહોંચ્યા અને તાકીદથી સર્વ સૈનિકો સજ્જ થઇ તેમની સાથે દરબાર હજુર આવ્યા અને સજ્જ સમારી સીનાભેર ઉભા રહ્યા.

એ **અઠ્ઠાવીસ સરદારો**નાં નામ-મિથ્યાત્વ, સમ્યક્મિથ્યાત્વ, સમ્યક્પ્રકૃતિમિથ્યાત્વ (**આ ત્રણ દર્શનમોહનીયના સરદારો** અનંતાનુબંધી ક્રોધ, અનંતાનુબંધી માન, અનંતાનુબંધી માયા, અનંતાનુબંધી લોભ, અપ્રત્યાખાની ક્રોધ, અપ્રત્યાખાની માન, અપ્રત્યાખાની માયા, અપ્રત્યાખાની લોભ, પ્રત્યાખાની ક્રોધ, પ્રત્યાખાની માન, પ્રત્યાખાની માયા, પ્રત્યાખાની લોભ, સંજવલન ક્રોધ, સજવલન માન સંજવલન માયા, સંજવલન લોભ(**આ સોળ કષાયના સરદારો**) હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ (**આ નવ નોકષાયના સરદારો**)-એ પ્રમાણે મોહરાજાના ખાનગી સૈન્યના ૨૮ સરદારો હતા.

ઉપર જણાવેલા સાત સૈન્યના મુખ્ય સરદારોના હાથ નીચેના સરદારોના નામો આગળ બીજા પ્રકરણમાં જણાવેલા છે.

મોહરાજાના પરાક્રમી સરદારો કહેવા લાગ્યા-"મહારાજા શી આજ્ઞા છે? હમો સર્વે આપની હજુરમાં હાજર છીએ, હમારૂં શુરાતન આપથી કયાં અજાણ્યું છે? હમો એકલાંજ એ ચૈતન્યના ઉપર હુમલો લઇ

જવા માટે બસ છીએ, બીજા લશ્કરની કાંઇ જરૂર નથી. હમારા યોદ્ધાઓ એક કરતાં એક ચઢિયાતા છે. દુશ્મનોને વશ કરવા અને તેઓને મારી હઠાવવા એ હમારા મનથી રમત જેવું છે. એવા અગણીત આત્માઓને વશ કરી આપના સેવક બનાવ્યા છે તે આપને કયાં ખબર નથી? માટે હમોને રજા આપો કે હમો ચઢાઈ લઇ જઇએ.

મોહરાજાના સરદારોના મુખથી આવા હિંમતના શબ્દો સાંભળી પાસે ઉભેલા બીજા બધા સરદારોના મન ઉશ્કેરાઇ ગયા.

મોહરાજાએ પોતાના સેવક અને સરદારોની ચાર ટુકડીઓ કરી નાંખી અને તેમાં અનેક યોદ્ધાઓ હાથમાં હથિયાર સહિત સજ્જ થયેલા હતા. રાજાજીએ સર્વે સૈન્યને દુશ્મન ઉપર **ચઢાઇ કરવાનો હુકમ** કર્યો કેમકે કામદેવના કહેવા ઉપરથી એમ ખુલ્લું માલમ પડતું હતું કે ચૈતન્ય હવે હઠ ઉપર ચઢેલો છે અને તેણે પોતાનાં લઢાઇનાં સાધનો તૈયાર રાખ્યાજ હશે એવી અટકળ થતી હતી.

**ચૈતન્ય ઉપર ચઢાઈ** કરવાને લશ્કર ચાલતું થયું તેમાં આગળ સાત સરદારોની સાત સાત ટુકડીઓ ક્રમવાર ચાલતી હતી અને તેની પછી ચાર ટુકડી મોહરાજાના ખાનગી સૈનિકોની ચાલતી હતી. રણભેરી વગાડતા, નિશાન ફરફડાવતા, ઘોડાઓને કૂદાવતા અને ગગનને ગજાવે એવા પોકાર કરતા જ્યાં ચૈતન્યનું નગર આવેલું હતું તે તરફ કૂચ કરતા હતા. ધૂળના ગોટેગોટ ઉડી રહ્યા હતા અને કાને પડયો શબ્દ પણ સાંભળી નહિં શકાય એવો ઘોંઘાટ

થઇ રહ્યો હતો; તેઓ જેમ બને તેમ ઉતાવળથી પ્રફુલ્લપુર નગર સમીપ આવી પહોંચ્યા **ચૈતન્ય રાજાના કિલ્લાનું મજબુત બાંધકામ** જોઇ સર્વે સરદારો અને સૈન્ય થથરી ગયું. અને ધારેલી ઉમેદ અને વિચાર કાંઈ જુદાજ રૂપમાં ફેરવાઈ ગયા, પરંતુ, જે સાત સુભટોનું લશ્કર આગળ ચાલતું હતું, તેઓએ નગરને ઘેરી લેવાનો વિચાર કર્યો અને કોટની આજુબાજુ ફરતો પડાવ નાંખી નગરને ઘેરી લીધું તથા કષાયસિંહ અને તેમના ચાર મુખ્ય સરદારો તથા લશ્કરે **અવ્રતપુર** (ચોથું ગુણોસ્થાન)ને ચારે તરફથી મજબુત પેહેરો રાખીને ત્યાંજ લશ્કરનો જમાવ કરી દીધો.



## પ્રકરણ ૧૦ મું.

### ચૈતન્યની ચટપટી અને લઢાઈની તૈયારી.

મહારાજ ચૈતન્યસિંહ કુબુદ્ધિનું કાસળ ગયું એમ સમજી નિડરપણે પોતાનું રાજ્ય ચલાવી રહ્યા છે. **ધર્મધ્યાનમાં** અને સામાયિક વગેરે ક્રિયા કરવામાં કેટલોક સમય વ્યતિત કરે છે, પણ તેમનું મન હજી જોઇએ તેવું સ્થિર થયું નહોતું, કેમકે કુબુદ્ધિ સાથે ભોગવેલા ભોગનો ચેપ હજી તાજો હતો તથા મોહરાજાના રાજ્યમાંથી આવીને રહેલા સરદારો તથા લોકો પ્રફુલ્લપુરમાંથી પુરેપુરા ખસવા પામ્યા નહોતા; તોપણ સુબુદ્ધિની સારી સલાહથી

રાજ્યઅમલ ઠીક રીતે ચાલી રહ્યો હતો અને ક્રમેક્રમે ચૈતન્ય મહારાજાના સ્વભાવમાં અને વર્તણુકમાં સુધારો થતો જતો હતો.

આ પ્રમાણે ચૈતન્યસિંહના રાજ્યની વ્યવસ્થા શાંતપણે ચાલતી હતી ત્યારે બીજી તરફ પ્રતિપક્ષી મોહરાજાના મનમાં અનેક જાતના ઉદ્વેગ ઉભા થયા છે અને તેણે ચૈતન્યને ફસાવવાને અનેક યુક્તિઓ રચવા માંડી છે, તથા પોતાના સૈન્યને ચૈતન્યસિંહ ઉપર ચઢાઈ કરવાને કયારનું એ રવાના કરી દીધું છે અને તે પુર્ફુલપુરને ઘેરીને પણ પડયું છે અને નગરરક્ષક દ્વારપાળોને ગફલતમાં નાંખી નગરમાં પ્રવેશ કરી ચૈતન્યને એકદમ પોતાના શરણમાં લઇ લેવો, એવો પણ વિચાર અને પ્રપંચજાળ રચાઇ રહ્યાં છે.

પરંતુ આ સઘળી બાબતની ખબર હજુસુધી મહારાજ ચૈતન્યસિંહને મુર્ફુલ નહોતી એઓ તો જેવા પોતે તેવાજ બીજાને પણ સમજતા હતા. દિલાવર મનના મનુષ્યોના હૃદયમાં જેમ સાંકડા વિચાર હોતા નથી, તેમ એઓના હૃદયમાં પણ ભોળાપણું ભરાયેલું હતું.

નગરની બહાર ચો તરફ ઘેરો ઘાલીને મોહરાજાનું લશ્કર પડેલું છે અને તેઓ અનેક જાતના દાવપેચ ગોઠવે છે તથા તેઓ બહુ બળવાન અને પ્રપંચમાં પુરા છે, એવી ખબર ઉદયસિંહ નામના દૂતે આવીને મહારાજા ચૈતન્યને કહી અને કહ્યું—" તમો નિરાંતે બેસી શું રહ્યા છો ? નિડરતાથી બેસી રહેવાનો આ વખત નથી ગફલતમાં રહેશો તો સજજડ ગોથું ખાશો."

આ ખબર સાંભળતાંજ ચૈતન્યનું ચિત્ત ચમકી ઉઠયું અને હવે શું કરવું તેનો વિચાર થવા લાગ્યો. તુરતજ પોતાના સ્યાણા

મિત્ર જ્ઞાનસિંહને બોલાવ્યો અને કહ્યું "—મારો પરમસ્નેહી મિત્ર! સંકટ સમયે સાચી સલાહ આપનાર તમોજ એક મારા વિશ્વાસુ મિત્ર છો. આપણા નગર ઉપર મોહરાજાનું લશ્કર ચઢી આવ્યું છે અને આપણે તો નિરાંતે બેઠેલા છીએ તથા આપણું લશ્કર પણ તૈયાર નથી, તો આપણે શું કરવું તે કહો. દુશ્મનોને કેવી રીતે હાંકી કાઢવા અને મારી હઠાવવા?"

જ્ઞાનસિંહ—"મહારાજ! ગભરાવવાનું કંઈ કારણ નથી, પણ એ દુષ્ટો સાથે તો જરૂર લઢવું પડશેજ અને આપણે એની સાથે લઢવાને આપણી ફોજને તૈયાર કરીએ છીએ. પછી જોઇલ્યો એના હાલ, એક ઝપાટાની સાથે એનું માન અને તાન ઉતારી નાંખીશું અને એનું સર્વસ્વ હરણ કરી લઇશું."

ચૈતન્યસિંહ—"શાબાશ મિત્ર શાબાશ! ધન્ય છે તારી શૂરવીરતાનો તારા જેવો પરાક્રમી અને હિંમતવાન વજીર મારી સહાયતામાં છે, તોજ હું નિર્ભયપણે રાજ્ય કરી શકું છું, મને કશી ચિંતા નથી, અને જગતમાં યશ અને કીર્તિ તારી મદદવડેજ મેળવી શકું છું, તમો હવે એની સામું લઢવાને માટે આપણું લશ્કર તાકીદે તૈયાર કરો અને આપણા શુરવીર સૈન્યાપતિને તથા તમામ યોદ્ધાઓને દુશ્મનોની સામું બાથ ભીડવાને માટે સજ્જ થવા હુકમ કરો."

## જ્ઞાનસિંહનો હુકમ અને સૈન્યની આપ બડાઈ.

જ્ઞાનસિંહ—"અન્નદાતા! જેવી આપની આજ્ઞા."

તુરતજ પ્રધાનજી જ્ઞાનસિંહે સર્વ લશ્કરને અને શુરવીર યોદ્ધાઓને બોલાવી મંગાવ્યા અને મહારાજ ચૈતન્યસિંહનો હુકમ કહી

સંભળાવ્યો, અને સર્વેને પોતપોતાના હથિયાર અને લશ્કરની ટુકડીઓ તૈયાર કરવા તાકીદ આપી તથા જણાવ્યું—"તમારે કપટ-કળાના-ભંડાર **કર્મરાજા** (મોહ) ના કાબેલ કામદારો સાથે કુસ્તી કરવાની છે, માટે સંપૂર્ણ સાવચેતી રાખી ત્વરાથી સજ્જ થશો."

એ હુકમ સાંભળી સર્વે શુરવીર સૈનિકો બહુ ખુશી થઈ ગયા, તેઓના રોમેરોમમાં ઉત્સાહની લાગણી પ્રકટી નીકળી અને સપાટાબંધ એક ક્ષણવારમાં પોતપોતાના હથિયાર સજીને તૈયાર થઇ ગયા. હવે જ્ઞાનસિંહ વજીરજી સઘળા લશ્કરી **સૈનિકોની હાજરી** તપાસવા લાગ્યા, સર્વે યોદ્ધાઓ કેવી રીતે સજ્જ થયા છે, તેઓમાં કેટલું શૂરાતન અને જોશ પ્રગટેલો છે, તે જોવા માટે શૂરવીર સૈનિકોથી બનેલી જુદી જુદી ટુકડીઓની કવાયદ કરાવી તેઓની બહાદુરી તપાસવા લાગ્યા તથા કોણ હાજર છે અને કોણ ગેરહાજર છે તે જોવા દરેકની હાજરી લેવા માંડી.

પ્રથમ **સુસ્વભાવસિંહ** સરદાર હાજર થયા અને કહેવા લાગ્યા—"મહારાજ! મારી શુરવીરતાનાં હું આપને મોંઢે શું વખાણ કરૂં? તે તો જગજાહેરજ છે. મારા શાંત સ્વભાવને લીધે દુશ્મનોના તુમાખી અને તીક્ષ્ણ તીર મારા ઉપર લાગી શકતાં નથી, વળી મારી પાસે વાણી, રહેણી, કરણી, પવિત્રતાઈ વગેરે અનેક શક્તિઓ છે તથા હોંશિયાર અને અનુભવી અનેક અનુચરો છે કે જેઓ એક ક્ષણમાં શત્રુઓનો નાશ કરવાને શક્તિવાન્ છે."

**સુધ્યાનસિંહ**—"જેમ સૂર્યનો પ્રકાશ થવાથી અંધકાર પોતાની મેળેજ પલાયન થઈ જાય છે, તેમ મારા સૈનિકોની દ્રઢતા દેખવાથીજ દુષ્ટ દુશ્મનો દૂર નાશી જાય છે. હું માત્ર આપના

હુકમનીજ રાહ જોઉં છું. આપનો હુકમ થાય કે તુરતજ એ દુશ્મનોને દફે કરી નાંખવા તૈયાર છું."

**ચારિત્રસિંહ**—" મારૂં બળ હું બોલીને બતાવવા માંગતો નથી, પણ કામ પડવે મારૂં સૈન્ય શું કરી શકે છે, તે જણાય છે. મારી પાસે ચાર ( સ્વરૂપાચરણચારિત્ર, દેશચારિત્ર, સકલચારિત્ર, યથાખ્યાતચારિત્ર ) ચતુર અને શાંત યોદ્ધાઓ છે, તેઓ શત્રુઓને એક ક્ષણમાં સ્વધામ પહોંચાડી દે તેવા છે."

**વિવેકસિંહ**—" મારૂં શુરાતન અને બળનું હું શું બ્યાન કરૂં ? તે તો જગજાહેરજ છે. મારા વિવેકી અને વીરલા વીરોને જોઇનેજ ક્રૂર અને કઠોર દુશ્મનો નાસવા માંડે છે."

**સંવેગસિંહ**—મહારાજ ! મારી પરાક્રમતાનાં વખાણ મારે મોંઢેથી હું શું કરી શકું ? હું અભિમાન તો નથી કરતો, પણ આપનો હુકમ થતાંની સાથેજ દુશ્મનોના કુળનો જોતજોતામાં ધમસાણ કાઢી નાંખું."

**સમભાવસિંહ**—" મારૂં સૈન્ય કંઈ જુદીજ યુક્તિથી વેરીને વશ કરે છે. મેં અનેક વાંકા અને વણગીયા, ગઢપતિ અને રાજાઓને જીત્યા છે, તો આવા અડથલ દુશ્મનોથી શું હું ડરી જવાનો છું ? એ દુશ્મનો વિફરી ગયા છે અને ગર્વઘેલા બની ગયા છે, પણ પ્રભાત થતાં જેમ ઘુવડો ભરાઈ જાય છે તેમ મારૂં લશ્કર જોઇને તેઓ નાસભાગ કરી મુકશે."

**સંતોષસિંહ** મિષ્ટ અને રસીલા વાક્યોથી કહેવા લાગ્યા. " મારી આગળ એ કંગાલો શું કરી શકવાના છે ?"

**ધિરજસિંહ**—" મારા સમાન કોણ શુરવીર છે ? હું એક

પલકમાં દુશ્મનોને ચકચુર કરી નાંખું. મારી સહનશીલતા આગળ દુશ્મનો એક ડગલું પણ ભરી શકે નહિં."

**સત્યસિંહ**—"હું કઠણ હૃદયના અને કપટી સ્વભાવના દગાખોર દુશ્મનોને સપાટાબંધ જીતી શકું, એવું સંપૂર્ણ બળ ધરાવું છું."

**ઉપશમસેન**—"મને અનેક સમયે એ દુષ્ટ દુશ્મનોનો પરિચય પડેલો છે અને અનેક વખતે મેં તેઓને જીતીને મારી હઠાવ્યા છે."

**દર્શનસિંહ**—"મહારાજ ! વધારે શું બડાઈ મારૂં ? પણ ઉમેદ રાખું છું કે માત્ર એકજ વખતમાં સઘળા દુશ્મનોને ઘેરી લઇ તેઓને તોબા તોબાં પોકરાવી નસાડી મુકીશ."

એ પ્રમાણે **દાનસિંહ, શીલસિંહ, તપસિંહ, ભાવસિંહ** વગેરે અનેક શુરવીર સુભટોએ પોતપોતાના પરાક્રમનું વિવેચન મંત્રી જ્ઞાનસિંહની હજુરમાં કર્યું અને મહારાજા ચૈતન્યસિંહ સર્વે હકિકત શાંત ચિત્તે સાંભળતા હતા. સર્વે શુરવીર સરદારો પોતપોતાનાં હથિયારો સજીને અને પોતાના હાથ નીચેના સૈન્યને સજ્જ કરીને લડાઇના મેદાનમાં જવાને તૈયાર થઇ ગયા.

## ❀ ચૈતન્યસિંહ અને જ્ઞાનસિંહ વચ્ચે મસલત ❀

પ્રધાનજી જ્ઞાનસિંહે રાજાજીને કહ્યું—"મહારાજ ! તમારૂં સર્વ સૈન્ય તૈયાર થઇ ગયું છે."

આટલો સમય ચૈતન્યસિંહ જરા સુરતીમાં બેઠેલા હતા. તેઓ પોતાની નજર સામે તમામ સૈનિકોને સજ્જ થયેલા જોઈ ઘણા

ખુશી થયા અને તેઓને પોતાના લશ્કરના શુરવીર સરદારોની શુરાતનતા જોઈ ઘણીજ હિંમત આવી અને જ્ઞાનસિંહ મંત્રીને હુકમ કર્યો–"મારી ખાનગી ફોજને પણ બોલાવો." તુરતજ તેઓને પણ હુકમ મળ્યો અને **અનન્ત ચતુષ્ટય** વગેરે સર્વ સૈનિકો સજજ થઇને હથિયાર ગ્રહણ કરી પોતાના સુભટો સહિત આવી પહોંચ્યા અને ગણી ન શકાય એટલું લશ્કર એકત્ર થઇ ગયું. તેઓ સર્વે પોતપોતના ઓહ્દા પ્રમાણે અનુક્રમે ગોઠવાઇ ગયા.

**જ્ઞાનસિંહ**–"મહારાજ! મને એક વિચાર ઉત્પન્ન થયો છે, પરંતુ મને ડર લાગે છે કે રખેને આપ મારા ઉપર ગુસ્સે થાઓ તેથી કહેતાં ગભરાઉં છું. આપ મારા ઉપર રોષ નહિં કરો, તો મારા મનમાં જે વિચાર ઉદ્ભવ્યો છે તે આપને જણાવું."

**ચૈતન્યસિંહ**–"તું આટલો બધો બુદ્ધિવાન અને વિચક્ષણ વિચારનો અને મારો હંમેશનો નિકટનો સ્નેહી છતાં આટલો બધો શરમાય છે અને ડર ખાય છે શું કરવા? તારા મનમાં જે વિચાર ઉત્પન્ન થયો હોય તે મને નિઃશંક જણાવ."

**જ્ઞાનસિંહ** નિડરતાથી કહેવા લાગ્યા—"મહારાજ? મારો વિચાર એવો છે કે જો સમજુતીથી કામ થતું હોય તો લઢાઇ કરવાની કંઈ જરૂર નથી, માટે આપણો એક વિશ્વાસુ નોકર તેઓની પાસે મોકલીએ અને તે દુશ્મનોને સમજાવી શાંત પાડે અને મોહરાજાને કહે કે–તમો ચૈતન્ય મહારાજા ઉપર વિના વિચારે ચઢાઇ તો કરો છો, પણ તેઓનું લશ્કર અગણીત છે અને તમોને જીવતાં જવા નહિં દે, એવા તેઓ શૂરવીર અને સ્યાણા છે, માટે તમારો વિચાર તમે બદલો અને ચૈતન્યને શરણ થાઓ."

**ચૈતન્યસિંહ**—"જ્ઞાનસિંહ ! તમો તમારા ભલમનસાઇના ભોળા વિચારો જણાવો છો, તે કદિ ફળીભૂત થાય એવું મને તો મુશ્કેલ ભાસતું નથી, કેમકે તે દુષ્ટોએ આપણું નગર ઘેરી લીધું છે અને વળી તેઓ કાંઈ તમારા જેવા શ્યાણા છે કે તમારા શાંત વિચારને ગણકારે ? શુરવીરોની કાંઈ એવી રીત નથી કે ઘરમાં બેઠા બેઠા ડહાપણ શાણપણ જણાવ્યા કરે અને તેથી દુશ્મનો શરણ થઇ જાય ? શૂરવીરો તો પોતાનું શુરાતન અને પરાક્રમ રણક્ષેત્રમાંજ જણાવે છે. ક્યાં તો હારે કે જીતે. જેમ થવાનું હોય તેમ થાય. દુશ્મનો કે જેઓ આપણા નગર સુધી ચઢી આવ્યા છે તેઓ શું એવા ડરપોક હશે કે આપણા સેવકના સમજાવવા માત્રથી શરણે થઇ જશે અથવા પાછા જશે ?"

**જ્ઞાનસિંહ**—મહારાજ ! તમે કહો છો તે પણ સાચું છે. હું તો જેવા આપણે તેવા સામાને સમજતો હતો અને વિના કારણે યોદ્ધાઓનો કચરઘાણ ન વળે, તેને માટે મારો વિચાર હતો, પણ મને હવે સમજાયું છે કે તેમ બનવું મુશ્કેલ છે.

**ચૈતન્યસિંહ**—તમે જેવા સદ્બુદ્ધિવાન અને ઠરેલ છો, તેવા કાંઈ તેઓ વિચારવાન અને શ્યાણા નથી. તેઓ તો અમાવાસ્યાની અંધારી રાત્રિના જેવા અક્કલવાન અને મમતમાં મસ્ત થયેલા મિથ્યાત્વપુરના રાજનરેશ છે અને જેણે આપણા સર્વ દેશ ઘેરી લીધા છે, જેની સાથે અજ્ઞાનભાવને ધારણ કરવાવાળા અને પકડેલું પૂંછડું નહિં છોડવાવાળા ટેકીલા અનેક શુરવીરો છે, જેના સલાહકાર બે હાથ સમાન રાગ અને દ્વેષ નામના મહા પ્રચંડ અને કળાબાજ મંત્રીઓ છે કે જેઓ આપણી શાંત સૈન્યાને એક ક્ષણ-

પારમાં શરણ કરી લે તેવા છે, તેઓનો વિભ્રમ નામની ખાઇથી રક્ષિત **સંશય** નામનો જબરો **કિલ્લો** છે. વળી વિષસમાન **વિષયારાણી** તેમની અર્ધાંગના છે, **કષાયસિંહ** નામનો કડવા પરિણામી તેમનો શુરવીર પુત્ર છે. **ચાર શુરવીર સૈન્યાધિપતિ** ( અનંતાનુબંધી, અપ્રત્યાખાની, પ્રત્યાખાની, સંજ્વલન ) ના હાથ નીચે અનંત સામંતો છે કે જેઓએ આપણા **અવ્રતપુર** નગરને ઘેરો ઘાલ્યો છે, **વ્રતપુર** નામનો આપણો દેશ છીનવી લીધો છે, વળી પીશાચતુલ્ય પરાક્રમી **પ્રમતસિંહ**નું પ્રબળ તો અવધિજ છે, એ પ્રમાણે તેઓની પ્રચંડ ફોજો આપણા રાજ્યપર ચઢી આવી છે અને તેણે આપણા સઘળા દેશો ઘેરી લીધા છે, વળી **મોહરાજા** પણ કાંઈ ઓછો બળવાન નથી. તેનું બળ મહા પ્રચંડ છે. તેના જેવો બલિષ્ટ અને શુરવીર કોઇ ભાગ્યેજ હશે, તેના હાથમાં **ભ્રમચક્ર** નામનું ચપળ આયુધ છે તથા એવા અનેક આયુધો એક ક્ષણવારમાં અગ્નિની માફક નાશ કરનારાં તેની પાસે મોજુદ છે. નાગપાસ, વશીકરણ વગેરે અનંત વિપરીત વિદ્યાઓ તેણે સિદ્ધ કરેલી છે. વળી **સત્તર કોડાકોડી જાતની બંધવિદ્યા** પણ તે જાણે છે અને તેથી તે વધારે ટેક રાખે છે. બાણુ વગેરે અનેક કઠોર ભાવને ધરવાવાળાં હથીયારો છે કે જેનો કહેતાં પાર આવે તેમ નથી કે જે લાગતાંજ ગમે તેવો રાજા હોય કે રંક હોય, નિર્બળ હોય કે **બળવાન** હોય, ચતુર હોય કે મૂર્ખ હોય, તોપણ તે બચવા પામતો નથી. એ **મોહ** બહુજ **બળવાન રાજા** છે. તમે પણ એનાથી ક્યાં અજાણ્યા છો ? બધું જાણોજ છો. મને શંકા રહે છે કે તમે એનાથી કેમ બચી

શકશો ? એ મહા દુષ્ટ અને નિર્દય છે, પરંતુ તમે પણ કાંઇ વખત આવે દાવ ચુકો તેવા નથી. તમે બહુ વિચારવાન અને શાંત છો એટલે ગમે તેમ કરી દુશ્મનોને શરણ કરી સંપૂર્ણ જીત મેળવશો એવી મને પુરેપુરી આશા છે.

**જ્ઞાનસિંહ**—"મહારાજ ! તમે કહ્યું તે સર્વે સાચું છે, પણ મને એ વિચાર થાય છે કે તમે એ બધી એના બળ અને દળની વાત પુરેપુરી સવિસ્તર ક્યાંથી જાણી ?"

**ચૈતન્યસિંહ**—"મારા હિતચિંતક મિત્ર ! મને બધું વીતી ચુક્યું છે અને મારે માથે એ દુષ્ટોએ કંઇ કરવાનું બાકી રાખ્યું નથી અને તેથી હું મારી પોતાની વીતેલી વાત તમને કહું છું. વળી હજી પણ વિસ્તારથી કહું છું–એજ મોહરાજાએ મને ભૂલાવામાં નાંખીને કપટબાજી અને કુનેહથી પોતાની પુત્રી **કુબુદ્ધિને** મારી સાથે પરણાવી. હું વિષયવાસનામાં એવો લુબ્ધ બની ગયો કે જેવા મદિરાપાનીના હાલ થાય છે તેવા મારા હાલ થયા. મને કાંઇ ભાન રહ્યું નહિં, તેમ યાદ પણ રહ્યું નહિં કે મારી શું ફરજ છે અને મારા રાજ્યની કેવી અવદશા થાય છે ? એ પ્રમાણે અનંતગણો કાળ વીતી ગયો, પણ મને કશી સમજ પડીજ નહિ. મારી શુદ્ધિ અને બુદ્ધિ સર્વ જાણે હરણ કરી લીધી અને મને તેનું કશું જ્ઞાન કે ભાન રહ્યું નહિ. જેવીરીતે **નટ** લોકો પોતાના એકટરોને જુદા જુદા વેશ ધરાવીને નચાવે છે, તેવી રીતે હું હમેશાં જુદા જુદા રૂપમાં નાચતો રહ્યો. એવી રીતે **ચોર્યાસી લાખ** યોનિયોમાં જુદા જુદા વેશ લઇને જુદા જુદા નામ ધરાવીને નચાવ્યો. કોઇ વખતે **નર્કપુરમાં** તો કોઇ વખત **સ્વર્ગપુરમાં**, કોઇ વખત **તિર્યંચનો** વેશ તો કોઇ વખત **મનુષ્યનો**, એવી

રીતે એના પ્રપંચમાં હું બહુ બહુ રખડયો કે જેનો કહેતાં પાર આવે તેમ નથી. મને જાણે **જડપુરનોજ** રાજા બનાવી દીધો અને મેં એના સંગમાં રહીને અસંખ્ય અવિચારી કાર્ય કરીને અગણિત પાપ ઉપાર્જન કર્યાં. કુબુદ્ધિના પ્રેમપાશમાં લુબ્ધ થયેલો હું **વિષયાંધ** બનીને મોહરાજાના મિથ્યાત્વપુરમાં જઇને પણ ઘણો કાળ વસ્યો, તેથી એનાં અનિષ્ટ આચરણોનો અનુભવ મને પ્રત્યક્ષ અને પુરેપુરો થયેલો છે. એના અધમપણાનું વર્ણન વિસ્તારથી શું કહું? એટલામાંજ સમજો કે એ **મોહ મહા ઘાતકી અને મહાપાતકી છે.**"

**જ્ઞાનસિંહ**—મહારાજ! હું પણ એના દુરાચરણથી વાકેફ છું; પણ હું હિંમ્મતથી એને મારી હઠાવવાનું કાર્ય મારે માથે લઉં છું અને તે અવસ્ય ફળીભૂત થશેજ, પરંતુ મારો વિચાર હજી પણ એવો છે કે આપણા એક મહાબળવાન સરદારને સૈન્ય લઇ તેમના સામું મોકલવો કે જે તેઓને મારીને ચકચૂર કરી પાંછા હઠાવે અને મને ખાત્રી છે કે આપણા સૈનિકો તેમનાથી કદિ પાછા હઠે તેવા નથી.

**ચૈતન્યસિંહ**—"તમો વિચાર કર્યાવિગર કેમ કહો છો? એ મોહ બહુજ બળવાન છે, તેની બરાબરી આપણો એક સૈનિક કેમ કરી શકશે? માટે મારો વિચાર તો આપણું સંપૂર્ણ લશ્કર લંઇ સામે થવાનો છે."

**જ્ઞાનસિંહ**—"મહારાજાધિરાજ! તમારે ચિંતા કરવાની કંઈ જરૂર નથી. તમારા સમાન તેઓ શ્રેષ્ઠ અને બળવાન છેજ નહિં. તમો નિશ્ચિંત થઇને મારી સલાહ પ્રમાણે સુખેથી આપણે

સમાધિપુર દેશ કે જે બહુ વિશાળ છે અને જેમાં અભયગઢ નામનો મોટો મજબુત કિલ્લો છે, તેમાં આપની સાત માનીતી પટરાણી ( સુબુદ્ધિ, ક્ષમા, કરૂણા, સકામનિર્જરા, અકામનિર્જરા, ધારણા, સુમતિ ) સાથે નિડરતાથી નિવાસ કરો અને રાત્રિદિવસ સુખચેનથી નિર્ગમન કરો. વળી તમારા હિતચિંતક સ્નેહી બંધુ ધર્મસિંહ તથા પાટવી પુત્ર શુરવીર અધ્યાત્મસિંહને પણ સાથે રાખશો અને સરલ સ્વભાવી શાંતિસેન મિત્રની સલાહ પ્રમાણે સર્વે કાર્યો સુખેથી કરજો, ત્યાં તમારે કોઈ પણ જાતનો ઉદ્વેગ કે ચિંતા કરવાનું કંઇ કારણજ નથી. તમારી હજુરમાં અનેક શુરવીર સૈનિકો પણ ત્યાં હાજર છે. તમે તે નગરમાં સ્થિરતાથી નિર્ભયપણે રહો અને કદાચ કામ પડે તો કોઇ એક શુરવીર સુભટને હુકમ કરજો કે સૈન્ય સજજ કરી દુશ્મનોના સામું સપાટાબંધ પહોંચી જઇ તેઓને મારી હઠાવે."

ચૈતન્યસિંહ—" તમે કહોછો તે યુક્તિ મને પસંદ પડી અને તેમજ હું કરૂં છું, પણ તમો હવે હથિયાર સજી જેમ બને તેમ ઉતાવળથી સર્વે સૈન્યને લઇને મોહના સૈન્યનો કચરઘાણ કાઢી આપણી જીતનાં નગારાં વગડાવો. તમો મારા ખરા હિતચિંતક મંત્રી છો મારામાં અને તમારામાં કશો ભેદભાવ ગણશોજ નહિં. જેવી રીતે સૂર્ય છે ત્યાં તેજ છે અને તેજ છે ત્યાં સૂર્ય છે અને બન્ને એકમય છે. તેમ તમો અને હું બન્ને એકમય છીએ. તમારો અને મારો પરંપરાનો ગાઢો સંબંધ છે."

જ્ઞાનસિંહ—"પરમમિત્ર ! તમે નિર્ભય રહો, પણ મારી એક વાત હંમેશા ધ્યાનમાં રાખવા જેવી એ છે કે તમે હજી એ

દુષ્ટ દુશ્મનો સાથે કોઇ વખત લઢ્યા નથી એટલે એનાથી તમે બહુ અજાણ છો. તેઓ દગલબાજ છે માટે તેનાથી બહુજ હોંશીયાર રહેજો. તમે તો ભોળા છો, આ યુદ્ધ કાંઇ જેવું તેવું નથી, મહા-પરાક્રમી અને બળવાન દુશ્મનો સામે બાથ ભીડવાની છે, માટે સંપૂર્ણ સાવચેતી રાખજો. તમે તો હમારા સર્વેના અંતર્યામી છો. હું બડાઈ તો નથી કરતો, પણ મારૂં શુરાતન રણક્ષેત્રમાં જણાવી, તરવાર ચલાવી મારાથી બનતી સેવા કરીશ."

**ચૈતન્યસિંહ**–"હું જાણું છું કે તમે બહુ બળવાન છો, પણ મને અજાયબી તો એ લાગે છે કે એ દુષ્ટ દુશ્મનો વિના-કારણે અહીં મોત માંગવા શું કામ આવ્યા હશે? પણ હરામી થશે તો હાથેજ ધૂળ ધાલશે."

**જ્ઞાનસિંહ**–મહારાજ! આપ જેવા બળવાન અને દઢ વિચા-રવાળા માલિક મારા માથા ઉપર બિરાજો છો તો તેઓ ગમે તેવા ક્રૂર કે દુષ્ટ હશે, તોપણ એકે હાથે તેને મારી હઠાવવાની મારામાં શક્તિ અને હિંમત છે."

**ચૈતન્યસિંહ**–"શાબાશ! મિત્ર શાબાશ!! જરૂર તમારી જીત થશેજ. એ મોહને મારીને નસાડો અને રાગ તથા દ્વેષ બન્ને અત્યાચારી હરામીઓને ઉભી પૂંછડીએ ભગાડો તથા મોહના લશ્કરનો કચરધાણ વાળી જીતનાં નગારાં વગાડો."



# प्रकरण ११ मुं.

## * જ્ઞાનસિંહનો વિવેક અને મોહની મદમસ્તતા. *

આ અપૂર્વ શ્રેષ્ઠ અને અલૌકિક સૃષ્ટિ સૂર્ય અને ચંદ્રની મદદથી સંપૂર્ણ શોભાને પ્રાપ્ત થાય છે, તેમ આપણી વાર્તાના નાયક **ચૈતન્યસિંહ** કે જેઓ સર્વગુણસંપન્ન છતાં કર્મના કલંકી કામદારોનાં કાવત્રામાં ફસાઇ રહેલા હતા તેઓને **સુબુદ્ધિ** અને **જ્ઞાનસિંહ** જેવા નિસ્પૃહી, વિચારવંત અને બહાદુર મદદગારો આ સમયે સહાયક ન હોત, તો જરૂરજ મોહરાજાનું પ્રચંડ લશ્કર તેઓનું રાજ્ય, નગર અને તેઓને પોતાને પણ પાયમાલ અને પદભ્રષ્ટ કરી કોણ જાણે કયાંએ હડસેલી મુકયા હોત, પરંતુ તેઓના સદભાગ્યે સુરૂચિની સલાહ ઠીક સમયની થઈ પડી.

**વ્હાલા વાંચકો!** આ સમય આડાંઅવળાં ટાહેલાં કરી વખત ગુમાવવાનો નથી, પરંતુ મોહરાજાના લશ્કરને મારી હઠાવવાને **જ્ઞાનસિંહજી** સૈન્ય લઇ રવાના થયા છે તેઓ શું શું પરાક્રમ કરી દુષ્ટ અને દયાહીન દુશ્મનોને દફે કરે છે તે હવે જોવાનું છે.

એકથી એક સવાયા શુરવીર સૈનિકોને લઇને ઝપાટાબંધ વેગથી પ્રયાણ કરતું ચૈતન્યનું ગંભિર લશ્કર ગર્જના કરતું જ્ઞાનસિંહ મંત્રી સહિત દુશ્મનો તરફ ધસ્યું જાય છે. કોટ અને ખાઇ જે વચમાં આવે તેને કશી રીતે નહિં ગણકારતાં પોતાની સબળશક્તિનો સદ્ઉપયોગ કરતું સૈન્ય આગળ વધ્યું જાય છે. જેમ જેમ આ દુશ્મનોની તરફ નજીક જતા જાય છે,

તેમ તેઓની દ્રઢતા મજબુત થતી જાય છે. મોહરાજાનું સૈન્ય કે જે અવ્રતપુરને ઘેરીને પડયું છે, ત્યાં આગળ જ્ઞાનસિંહજી પોતાના બાહોશ લડવૈયા સહિત આવી પહોંચ્યા. ફોજના ઉપરી અમલદારોના મગજમાં હવે ખરેખરૂં શુરાતન પ્રકટી નીકળ્યું. તેઓ દુશ્મનનાં સૈન્યના વચમાં થઇ તેમના સૈન્યને છુંદતાં ને કચ્ચડતા, હાથમાં હથિયાર ઘુમાવતા દ્રઢતાથી રણક્ષેત્રમાં આવીને ખડા થઈ ગયા.

તેઓ એવા તો ધીરજથી અને ગંભીરતાથી સ્વાર થયેલા હતા કે તેઓને જોતાંજ દુશ્મનોના લશ્કરીઓના હૃદયમાં કંઇ કંઇ કલ્પના ઉભી થયા વિના રહેજ નહિં. આ વખતે તો ચૈતન્યના લશ્કરનો દમામ અને શુરાતન કાંઇ જુદુંજ જણાતું હતું. તેમના દેખાવ ઉપરથી ચોક્કસ એમજ સિદ્ધ થાય કે તેઓ અવશ્ય સામાં લશ્કરનો ઘમસાણ વાળી નાંખશે. તેઓ ઘણાજ ઉત્સાહમાં અને આનંદમાં નિમગ્ન જણાતા હતા. કેટલાક શુરવીરો તો એવા ઉમંગમાં આવી ગયા હતા કે આજે ઠીક અવસર મળ્યો, દુશ્મનોના સામું હાથ બતાવવાનો અચ્છો દાવ આપણને આવશે. આપણે જીતીશું તો આપણી નામના ખૂબ વખણાશે વગેરે વિવિધ વિચારોમાં તલ્લીન થઇ રહ્યા હતા.

મોહરાજાના લશ્કરીઓ પણ તેઓની દ્રઢતા અને દેખાવ જોઇ કંઈ વિચારમાં ગરકાવ થયાં હોય તેવા જણાવા લાગ્યાં, પણ તે દેખાવ માત્ર ક્ષણવારનોજ હતો. અંતરમાં રહેલી દુષ્ટ અગ્નિ તો તેથી વધારે સળગી ઉઠી અને ગમે તેમ કરી ચૈતન્યના સૈન્યને પાયમાલ કરી નસાડીએ તોજ ખરા, એવો સંકલ્પ નક્કી કરવા લાગ્યા.

જ્ઞાનસિંહના સૈન્યને પણ દુશ્મનોના સૈનિકોના દેદાર જોઈ વધારે દ્રઢતા અને જોશ હૃદયમાં ઉછાળા મારવા લાગ્યા. **રણક્ષેત્રમાં યોદ્ધાઓનો ઘોંઘાટ** અને રણભેરીની ગંભીર ગર્જના થઈ રહી. ચૈતન્યના ગુણનું યશોગાન કરતા અને હૃદયમાં અને હૃદયમાં ધીરજને ધારણ કરતા સર્વે સૈનિકો એક બીજાને ઉશ્કેરવા લાગ્યા-"શુરાઓ! હવે જાગૃતિમાં રહેજો, કાયરતાથી પીઠ બતાવવાનો આ સમય નથી, **તીડની માફક ટૂટી પડી દુશ્મનોને ઘેરી લેજો,** આપણું પુરૂષાત્તન બતાવવાનો આજ અવસર છે. જરા પણ પ્રમાદ કરશો. તો જરૂર થાપ ખાશો' એવા એવા અનેક ઉશ્કેરણીના અને હિંમતનાં વાકયોનો ઉચ્ચાર થઈ રહ્યો હતો. એવી રીતે પોતાના બળમાં મદમસ્ત બનેલા અને દુશ્મનોના દળને ખંડ-ખંડ કરવાને તત્પર થયેલા **જ્ઞાન**ના અંકુર સમાન શુરવીરો **મોહના** સૈન્ય સામું સંગ્રામ મચાવવા નિડરતાથી ખડા થઈ ગયા હતા.

યુદ્ધ શરૂ થવાને વિલંબ માત્ર હુકમનોજ હતો, પણ જ્ઞાનસિંહ વિનાવિચારે એકદમ સાહસ કામ કરે તેવા નહોતા. તેઓ બહુ દીર્ઘદર્શી, દયાળુ અને ક્ષમાવાન હતા, જ્યાં સુધી **ગોળથી મરે ત્યાં સુધી વિષથી ન મારવો,** એવો તેમનો સંકલ્પ હતો, તેથી હજી પણ દુશ્મનો જો સમજીને પાછા સીધારી જતા હોય તો તક આપવી એવો વિચાર ઉદ્‌ભવ્યો. તુરતજ પોતાના સર્વેથી કાબેલ અને સહનશીલતાના સાગર **વિવેકસિંહ** નામના સદ્‌ગુણી દૂતને બોલાવ્યો અને તેને હુકમ ફરમાવ્યો—

"**વિચારવંત** વિવેક! મને શત્રુ ઉપર અણહદ દયા ઉત્પન્ન થાય છે કેમકે આપણે કાંઈ તેમના દુષ્ટ યોદ્ધાઓના સામું દ્વેષ

કાઢવા કે તેમનો જીવ લેવા અત્રે આવ્યા નથી, પણ જો તેઓ સમજીને હજી પણ પોતાને વતન પાછા ચાલ્યા જતા હોય તો જવા દેવા કેમકે કૃતઘ્નીઓના સામું કૃતઘ્ની થવું એ સજ્જન પુરૂષોનું લક્ષણ નથી. તેઓ અગ્નિતુલ્ય છે, પણ તેઓને શાંત પાડવા માટે આપણે ઉદક (પાણી) તુલ્ય થવું જોઇએ. સમજુ જનોનો સ્વભાવ હંમેશાં શાંતજ જોઈએ. ક્રોધરૂપી કાલટીયાને કદિ પણ હૃદયરૂપી મંદિરમાં સ્થાન આપવું નહિંજ જોઇએ, માટે આપણે પણ આપણું કર્તવ્ય ભૂલવું જોઇએ નહિં. જો આપણે તેના જેવા નિષ્ઠુર થઈએ, તો પછી ભલામાં અને ભૂંડામાં ભેદ શું રહ્યો ? માટે તું સત્વર મોહની પાસે જા અને તેમને કહે–" તમો જો તમારૂં હજી પણ રૂડું વિચારતા હો તો જેવા આવ્યા છો તેવા આબરૂભેર પાછા તમારે દેશ ચાલ્યા જાઓ. હમારા પ્રધાનજી જ્ઞાનસિંહને તમારી દયા આવે છે, તેથી આ છેલ્લી તક આપવાનું યોગ્ય ધાર્યું છે". જો કદાચ તે મમતમાં ભરાઇને આડુંતેડું બોલે અને બીન સ્વાર્થનો બકબકાટ કરે, તો તેઓને નિશ્ચયથી કહેજે કે હવે તારાથી જેટલું બને તેટલું કરી લેજે. કંઈપણ હોંશ બાકી રાખીશ નહિં. કચ્ચાશ રાખશે તો તને ધિક્કાર છે. તારૂં જે જોર હોય તે સુખેથી અજમાવી લેજે, પણ યાદ રાખજે કે મહારાજ ચૈતન્યનું ભોલાપણું હવે ભાગી ગયું છે, તું એમ નહિં સમજતો કે તેઓ હવે આગળના જેવા કાચા મનના અને બીકણ કે કાનના આસામી છે. તેઓ તો હવે સ્થિર મનના, દ્રઢ સંકલ્પી, હિમ્મતવાન અને પાકા વિચારવંત થયેલા છે, તેમજ તેઓનું સૈન્ય અને સૈનિકો પણ એવા ચતુર અને બળવાન છે કે એક ક્ષણવારમાં તમારા સૈન્યને નષ્ટભ્રષ્ટ કરી નાંખશે, પરંતુ ફક્ત

પોતાની ભલાઈ અને ઉદારતા જણાવવા ખાતરજ મને તમારી પાસે મોકલ્યો છે, તો હજી પણ તમારો વિચાર બદલો અને મહારાજ **ચૈતન્યના** નગરને છોડી દઈ સીધાસીધા તમારે દેશ રવાના થાઓ, નહિં તો **જીવ સટાસટનો સોદો છે:**

## ❀ મોહરાજાને જ્ઞાનસિંહનો સંદેશો ❀

મંત્રીજી જ્ઞાનસિંહનો સંદેશો તાકીદથી પહોંચાડવા માટે વિચારવંત **વિવેકસિંહ** પોતાથી બનતી ઉતાવળે મોહરાજા પાસે આવી પહોંચ્યો અને જ્ઞાનસિંહે કહેલી સઘળી હકિકત સવિસ્તર જણાવી તથા કહ્યું—" જો તમો ભલું ચાહતા હો તો બનતી તાકીદે અહીંથી ન્હાસી છૂટો ".

વિવેકસિંહના વિનયયુક્ત અને ભ્રાતૃભાવના વિચારો તેમના વજ્રસમાન હૃદયમાં ક્યાં ઉતરી શકે ? તેમના વિચાર અને હૃદય તો ઝેરી સર્પના મસ્તક સમાન હતા. જેનું નામજ કર્મ. તેને કર્યાથી હોય શર્મ ? મોહરાજા તો **વિવેકનાં** વચન સાંભળતાની સાથેજ રાતા અને પીળા બની ગયા, આંખો લાલ વિકરાળ થઇ ગઇ હૃદયમાં જાણે અગ્નિ પ્રજ્વલિત થઈ હોય તેમ ક્રોધ સળગી ઉઠયો અને પોતાનું બળ બતાવવાને ખડે પગે તૈયાર હોય એવા ઉગ્ર જણાવા લાગ્યા.

## ❀ મોહરાજાએ વિવેકસિંહનો કરેલો ફિટકાર. ❀

ક્રોધના આવેશમાં આવેલો મોહરાજા વિવેકસિંહને તુચ્છકારીને કહેવા લાગ્યો—" મારી આગળ તમે શું ગણત્રીમાં છો.. એક મચ્છરની માફક ક્ષણવારમાં તમારો નાશ કરી નાંખીશ. "

"અરે દુષ્ટ ! બેશરમ ! તને એટલી પણ લાજ અને શરમ નથી આવતી કે ફકત એકજ મારા અનુચર **જ્ઞાનાવરણીયસિંહે** તમને બધાને વશ કરી અજ્ઞાની અને અંધાધુન બનાવી પોતાના કાબુમાં રાખ્યા છે ? તું શું મોઢું લઈ ડાહ્યોડમરો બની મને શીખામણ આપવા આવ્યો છે ? જા, તારૂં મોઢું મને ફરી બતાવતો નહિં. **અનંતાકાળ** સુધી તમે બધા કયાં રહ્યા તેનો તમે ખૂબ વિચાર કરો. તે દિવસ શું તમો ભૂલી ગયા ? અને હવે તમારામાં જોર અને ડહાપણ કયાંથી ભરાઈ આવ્યું કે મારી સાથે લઢવાને તૈયાર થઇ ગયા છો ? **ચોર્યાસી લાખ** ( જીવયોનિ ) વખત જુદાજુદા વેશ લઈ મેં જેમ નચાવ્યાં તેમ નાચતા હતા તે તમેજ હતા કે બીજા કોઈ ? તે દિવસે તમારૂં પુરૂષાત્તન અને અક્કલ કયાં પાણી ભરવા ગયાં હતાં તે મને સાચેસાચું વિચાર કરીને જણાવ. આટલા દિવસથી મેં તમને પાળીપોસીને મોટા કીધા અને રૂષ્ટપુષ્ટ બનાવ્યા, ત્યારે તમે ગુણલોપી દુષ્ટો મારી સાથેજ લઢવાને તૈયાર થયા ? જાઓ ! જાઓ !! પાપીઓ અને હરામીઓ ! તમારા ચૈતન્યનેજ મદદ કરો. તમારૂં કલંકી મોઢું મને ફરીથી બતાવતા નહિં, પણ યાદ રાખજો કે એકક્ષણમાં તમારૂં તાન અને માન કોણ જાણે કયાં પલાયન થઈ જશે અને બુરા હાલ થઇ મારા ગુલામો બની બેસવું પડશે."

અભિમાનથી ઉભરાઇ જતા અને તોછડાઇથી તરબોળ થતા મોહરાજાનાં આવાં આવાં અનિષ્ટ વચનો સાંભળી વિવેકસિંહનો વિવેક તો એક ખુણામાંજ ભરાઇ ગયો, પણ કરે શું ? તે બિચારો તો નીચે મોંઢે સાંભળીને ત્યાંથી ચાલતોજ થયો. જ્યાં **અણહદ અગ્નિ સળગેલી હોય ત્યાં માત્ર ટીપું પાણી શું કરી શકે ?**

## ❀ જ્ઞાનસિંહ અને વિવેકસિંહ વચ્ચે મસલત. ❀

અનેક જાતના તર્કવિતર્ક કરતો અને મનમાંજ મોહરાજાની તોછડાઇને હસતો વિવેકસિંહ લાંગલોજ પોતાના સરદાર જ્ઞાનસિંહની પાસે આવ્યો અને અથથી તે ઇતિ સુધી બધી વાત જે મોહની સાથે થઇ હતી તે કહી સંભળાવી તથા તેઓના ચેનચાળા અને દ્રઢતાનો દેખાવ જે નજરે જોયો હતો તે પણ જણાવ્યો–તેઓ કદીપણ સમજીને કે કાયરતાથી નાસી જાય તેવા નથી, તેમજ તેઓએ પકડેલો ટેક કદિપણ છોડવાને તૈયાર નથી અને મરતાં સુધી પણ લશ્કર ખડું કરીને લઢવાને તૈયાર છે વગેરે વિગત વિવેકસિંહે જણાવી. મહા બળવાન અને વિચારવાન **જ્ઞાનસિંહ,** વિવેકસિંહ દૂતના વચન સાંભળીને મનમાં હસવા લાગ્યા અને મોહની હઠીલાઈ જોઈ તેઓની દયા, ક્ષમા અને કરૂણા બિચારી ઉંચીજ બેસી ગઇ, તેઓના હૃદયમાં કંઈ કંઈ વિચારો ઉત્પન્ન થવા લાગ્યા અને પાપીઓને પુરી શિક્ષા કર્યા વિના છુટકોજ નહિં, એવો સંપૂર્ણ સંકલ્પ થયો. કહેવત છે—“**આખલો બહુ મસ્તાનો થાય ત્યારે કસાઈવાડે જાય.**” તેમ હવે એ દુષ્ટોની સ્થિતિ પુરી થઈ લાગે છે અને જાણીજોઇને મોતનું મુહૂર્ત માંગે છે, તેથીજ તેઓ સમજાવ્યા સમજતા નથી કે કેમે કર્યા માનતા નથી વગેરે વિચારો એક પછી એક જ્ઞાનસિંહના ચંચળ ભેજામાંથી પસાર થવા લાગ્યા.

## ❀ શુરવીર સુભટોને જ્ઞાનસિંહનો હુકમ. ❀

તેઓની સહનશીલતાની સીમા હવે પુરી થઈ. તેઓનો સંકલ્પ હવે પાકો થયો. દુષ્ટોને દુષ્ટતાનો બદલો આપવોજ જોઇએ.

એમ વિચારી જ્ઞાનસિંહ પ્રધાને પોતાના અનેક શુરવીર સુભટોને હુકમ કર્યો–"હે શુરવીર, શાંત અને ટેકીલા યોદ્ધાઓ! તમારૂં શુરાતન રણક્ષેત્રમાં બતાવવાને હવે પાછી પાની કરશો નહિં. તેઓના દાવપેચ પ્રમાણે તેઓની સામે યોદ્ધાઓ અને આયુધોનો ઉપયોગ કરી જેમ બને તેમ જલ્દીથી એ નીચ દુષ્ટોને મારી હઠાવો. તેઓ **અવ્રતપુરને ઘેરો** ઘાલીને પડયા છે કે જ્યાંથી આપણો ઉદયનો આગળ વધવાનો રસ્તો છે. અવ્રતપુરને ઘેરો ઘાલનાર મોહરાજાનો પુત્ર **કષાયસિંહ** પોતાના પચ્ચીસ પરાક્રમી યોદ્ધાઓ અને અનેક શુરવીર સામંતો સહિત નિડરતાથી પડયો છે, તેનો પરાજય કરી આપણું અવ્રતપુર નગર આપણા સ્વાધીનમાં લો અને દુષ્ટોનું ત્યાં નામનિશાન પણ રહેવા દેશો નહિ, કેમકે તેઓ મહા ક્રૂર અને પાતકી છે, માટે તમો જેમ બને તેમ ઉતાવળથી સત્વર જઈ પહોંચો."

પ્રધાનજી જ્ઞાનસિંહનો હુકમ સાંભળી સર્વ સૈનિકોએ તરતજ લડાઈના મેદાન તરફ કુચ કરી



# प्रकरण १२ मुं.



## કર્મસાથે મહા યુદ્ધ—વિવેકની બહાદુરી.

આ સમયનો દેખાવ કાંઈ અલૌકિકજ હતો. શૂર ઉપર ચઢેલું સર્વે સૈન્ય અને સરદારો, બળવાન વિનયવાન અને શુરવીર યોદ્ધાઓ વિવેકસિંહની સરદારી હેઠળ દડમજલ કરતા સપાટાબંધ લઢાઈના મેદાનમાં આવી પહોંચ્યા કે જ્યાં આગળ મોહરાજાની ફોજ ક્રૂરપ- ણાથી પડાવ નાંખીને પડી છે.

**વિવેકસિંહ** પોતાના નામ પ્રમાણે **વિવેકીજ** હતા. તેઓનું તમામ લશ્કર મોહરાજાની ફોજની સન્મુખ આવીને ખડું થઈ ગયું અને લઢવાની સંપૂર્ણ તૈયારી સહિત નિડરતાથી સર્વે શુરવીરો દુશ્મનોની સામે આવી ઉભા રહ્યા.

**મદમાં મસ્તાન બનેલા મોહરાજાને** સ્વપ્ને પણ એવો ખ્યાલ નહિં હશે ચૈતન્યનું લશ્કર આટલું બધું પ્રબળ અને નિડર હશે કે મારી સામે આવીને ઉભું રહેશે, તે તો એમજ સમજતો કે આ બધો ફફડાટ અને છચ્છણાત ઉપર ઉપરનોજ છે: કારણકે ચૈતન્યને જેમ નચાવ્યો તેમ નાચ્યો અને તેમાં એ સારી રીતે ફાવ્યો હતો, તથા તે વખતે ચૈતન્યભાઈમાં કાંઈ મીઠું કે પાણી દેખવામાં આવેલું નહિ; તેથી તેની તેજ સ્થિતી ધારીને મોહને નિરાંત હતી અને મનમાં એમજ હતું કે એ બાયલાઓ શું કરી શકવાનાં છે ? એની પાસેના લશ્કરમાં દમજ શું છે? એનો પ્રધાન અજ્ઞાનસિંહ અક્કલેનો ઠાઠ શું કરી શકવાનો છે? એનો સૈન્યા-

ધિપતિ **પ્રમાદસેન** આળસુ ઓઠ શું બહાદુરી બતાવવાનો છે? એનો કોટવાલ **દુર્મત** શું ઢાળવાનો છે? વગેરે વિચારો આગળની અનુભવેલી સ્થિતિના મગજમાં રમ્યા કરતા હતા, પણ તે દિવસ આજે ચૈતન્યના વીતી ગએલા હતા. એ તો જ્યારથી કુબુદ્ધિબાઈનું કાસળ ગયું, ત્યારથી **રાત્રિનો અંધકાર** દૂરજ થઇ ગયો અને તે ઘડીથીજ **જ્ઞાનરૂપી સૂર્યના ઉદયનું અજવાળું** ચૈતન્યના પ્રદેશમાં પથરાવાનું શરૂ થઈ ગયું હતું. જુના પુરાણા કામદારો અને પ્રધાનજી પણ પાણીચું પામી પલાયન થઇ ગયા હતા અને બાહોશ, ઠરેલ અને હિંમતવાન પ્રધાનજી વગેરે કામદારો ગોઠવાઈ ગયા હતા, પરંતુ તેની ખબર મોહને ક્યાંથી હોય?

ચૈતન્યના લશ્કરની નિડરતા અને દમામ જોઇ મોહરાજા તો વિચારમાંજ પડી ગયા, પરંતુ એ કાંઇ ડરી જાય એવા કાચાપોચા નહોતા. ઉલટું જેમ સુતેલા સિંહને છંછેડવાથી ફુંફાટા મારતો સામું દોડે છે તેમ એકદમ લાલ વિક્રાળ બની ગયો અને અતિશય ક્રોધના આવેશમાં આવી જઈ પોતાના શુરવીર સુભટોને ખૂબ દમદાટી આપી પાણી ચઢાવી જાગ્રત બનાવી દીધા અને જ્ઞાનસિંહના સૈન્યને જલ્દીથી મારી હઠાવો, એનામાં શું રામ છે, તમારી બહાદુરી બતાવવાનો હવે આજ સમય છે, વગેરે વાંઝણીને પણ પાનો છુટે અને બાયલાને પણ શૂર ઉત્પન્ન થાય એવાં વાક્યો ઉચ્ચારીને યોદ્ધાઓને ઝીનો ઉત્પન્ન કરી દીધો. મોહના સૈનિકો પણ ક્યાં નમાલા હતા. એ તો બળતામાં ઘી હોમાય કે ભડકો વધારે થાય તેમ મોહના હલકારાથી ખૂબ રંગમાં ચઢી ગયા.

મોહ તો બોલીનેજ આઘો રહ્યો, પણ એના સાતે સરદારો ક્યાં ઓછા ચબરાક હતા ? તેઓ તો મદિરાપાનીની માફક મદમસ્ત બનીને આમતેમ ઘૂમવા લાગ્યા અને સૈન્યની આગળ રજપુતોની માફક ઉભા રહી **મહા ભયંકર યુદ્ધ** કરવા લાગ્યા

**વાંચકો** ! આ યુદ્ધ કાંઈ જેવું તેવું નહોતું, પાંડવ કૌરવો અને મહાભારતના ભલા ભલા યુદ્ધોને પણ ભૂલાવે તેવું હતું. **મહાભારતના** યુદ્ધમાં જ્યારે મોટા મોટા યોદ્ધાઓ **લોહબાણ**-વગેરે બાણોવડે દુશ્મનોને રૂંધી નાંખતા, ત્યારે આમાં **મનોબાણ** વડે જીત મેળવવાની હતી.

મોહનું લશ્કર **રાક્ષસી માયા** જેવું હતું. તેઓએ તીડની માફક ટૂટી પડી ચૈતન્યના સૈન્યનો મારીને ઘમસાણ કાઢી નાંખ્યો, અનેક શુરવીર શ્યાણા સુભટો પટકાઇ પડયા, અનેક રૂંધાઇ ગયા અને અનેક ઠાંસીયા લેતા જમીન સૂંઘતા થઈ ગયા. શું આ સ્થિતિ સાંખી શકાય તેવી હતી ? વિવેકસિંહ કે જે વિવેકનો ખજાનોજ હતો, શાંતિ રાખવામાં સમુદ્રસમાન ગંભીર હતો અને ઉચ્છૃંખલ દુશ્મનોને મારી હઠાવવામાં અગ્નિ પાસે જળ સમાન હતો, તેને આ દેખાવ જોઇ ઘણી લાગણીઓ ઉદ્ભવવા લાગી. તેણે જોયું કે આમાં ઢીલા પોચાનું કામજ નથી. કહેવત છે કે—"**આપ સમાન બળ નહિં અને મેઘ સમાન જળ નહિં.**" પોતેજ સટ દઇને હાથમાં **ધ્યાનરૂપી ધનુષ્ય** ધારણ કરીને કકડાવીને પ્રહાર ચલાવવા મંડી પડયા. હવે દુશ્મનોની શું મગદૂર હતી કે ટેં ટું કરે ? માત્ર પહેલાજ બાણના પ્રહારે **સાત દુશ્મનોને વીંધીને જમીનદોસ્ત** કરી નાંખ્યા. વાંચકો વિચાર કરશે કે એ સાત સુભટો કોણ હશે ?

તેઓ બીજા કોઇ નહિ પણ બહુજ ક્રૂર અને ઘાતક મિથ્યાત્વ, સમ્યક્‌મિથ્યાત્વ, સમ્યક્‌પ્રકૃતિમિથ્યાત્વ અને અનંતાનુબંધી ક્રોધ, માન માયા અને લોભ એ **સાત પ્રકૃતિઓમાંના પ્રચંડ પૂતળાં** હતાં.

## ❀ જ્ઞાનસિંહના સરદારોની બહાદુરી. ❀

વિવેકસિંહની કુમકે કાંઈ ઓછું સૈન્ય નહોતું. જ્યાં વિવેકસિંહનું બાણ પડયું કે તેની પાછળ જ્ઞાનસિંહના લશ્કરના સરદારોએ સનસનાટ બાણો છોડવા માંડયા અને દુશ્મનો તરફ ધસારો કર્યો બસ, થઈ ચુકયું ! **જ્યાં પાણીના ધોધના ધોધ પડવા માંડે ત્યાં અગ્નિની શું મગદૂર કે ક્ષણવાર પણ ટકી શકે? મોહના** અગ્નિસમાન તાપવાળા અને 'મદિરાપાની રાક્ષસો જેવા તામસી પ્રકૃતિના સરદારો પણ સપોસપ જમીનદોસ્ત થવા લાગ્યા **અનેક સુભટો મૂર્છાગત** થઇ જમીન સૂંઘતા અને ધૂળ ચાટતા થઈ ગયા !

## ❀ મોહરાજા મોટા ગભરાટમાં. ❀

**ધાર્યું ધૂળમાં મળી ગયું!** આશા પિશાચણી પાણીમાં તણાઇ ગઇ ! દેડકાની માફક પેટ ફૂલાવતા હતા, પણ પેટ ફાટી ગયું !! **મોહરાજા તો જેવો ગાંડોઘેલોજ** થઈ ગયો. આ સ્થિતિ શું તેનાથી સાંખી શકાય તેવી હતી ? શું તે છેકજ ગભરાઈ જાય તેવો હતો કે પૂંછડી દબાવી નાસી જાય તેવો હતો ? ના.

મોહરાજાએ જોયું કે મારા અસંખ્ય સરદારો મૂર્છાગત થઇ જમીનપર પડયા છે, ત્યારે તેને લાગ્યું કે હવે મારે શું કરવું ? તુરતજ તેને એક વિચાર આવ્યો. તે એકદમ ત્યાંથી નાઠો અને જ્યાં અવ્રતપુર ( ચોથું ગુણસ્થાન )ને ઘેરો ઘાલીને લશ્કર

પડયું હતું ત્યાં આવી સર્વે સુભટોને એકઠા કર્યા અને લઢવાની હોંશથી સામે થવા માટે લશ્કરને ગોઠવી દઈ વિવેકસિંહના લશ્કરને મહાત્ કરવા માટે અનેક પ્રયત્ન કર્યા, પણ તે સઘળું વ્યર્થ ગયું કેમકે વિવેકસિંહનું સૈન્ય એવું વિવેકી હતું કે એ ઉન્માદખોર મોહના સૈનિકો તેઓને જોતાંજ ઠંડાગાર બની જતા. કહેવત છે કે– "**વનો વેરીને વશ કરે**" તેમ આ તો જ્યાં **જ્ઞાન** અને **વિવેક** બંન્ને મળ્યા ત્યાં તો વળી પૂછવુંજ શું ? **વિવેક વશીકરણ સમાન** છે. વિવેકથી અગ્નિ માફક આકળો પડેલો દુશ્મન પણ શાંત થઇ જાય છે. અહીં પણ તેમજ બન્યું. મોહરાજાએ પોતાના સૈનિકોને ગમે તેટલા ઉશ્કેર્યા, ગમે તેટલા તેઓ બાહોશ હતા, ગમે તેટલા તેઓ ક્રૂર અને ઘાતકી હતા, ગમે તેટલા તેઓ ઉગ્ર મિજાજી અને પ્રપંચી હતા, છતાં પણ તેઓ વિવેકસિંહના સૈન્ય સામે પોતાનું પાણી બતાવી શકયા નહીં. કેટલાકો તો સ્તબ્ધજ થઈ ગયા, કેટલાકો મૂર્છિત થઈ જમીનપર પડયા અને કેટલાકો મુઠી વાળીને નાસવાજ મંડી ગયા.

આ બધી ઘટના જોઈ મોહના તો ટાંગાંજ ઢીલા થઇ ગયા તે ધારતો હતો શું અને અહીં થવા લાગ્યું શું ? તોપણ તે કાંઇ છેક કાચોપોચો કે નમાલો નહોતો કે ડરી જાય અને પાછલા બારણાં શોધે. તેણે જોયું કે આ પ્રમાણે તો મારા લશ્કરનો ખુર્દો જલ્દીથી થઇ જશે. અને દુશ્મનો ફાવી જશે, માટે હવે તો દુશ્મનોને આગળ વધવાના રસ્તામાંજ પડાવ નાંખીને પડું, તોજ લઢાઈની રમુજ આવે અને દુશ્મનોને સામેથી હલ્લો કરીને પાછા હઠાવી શકાય, એમ વિચારી તે ત્યાંથી પોતાના બાકી રહેલા બહોળાં

લશ્કર સહિત ન્હાઠો અને દેશવ્રતપુર (પાંચમું ગુણસ્થાન) ઘેરી લીધું.

## ❀ દેશવ્રતપુરને મોહરાજાએ ઘાલેલો ઘેરો. ❀

દેશવ્રતપુરને ઘેરી લઇ મોહરાજા કંઈ છાનામાના બેસી રહે તેવા શ્યાણા નહોતા. તેમના હૃદયમાંથી પોતાના થયેલા અપમાનનો ડાધ કંઈ આછો પડયો નહિ, પણ કહેવત છે કે–**હાર્યો જુગારી બમણો રમે**" અથવા "**મીયાં પડે પણ ટાંગ ઉંચી**" તેવી રીતે થયેલી નુકશાનીનો બદલો લેવાને અને પોતાના તીરસ્કારનું વેર લેવાને હવે શું ઉપાય યોજવા, તે માટે ભારે ચિંતા ઉત્પન્ન થવા લાગી.

અવ્રતપુર ગયું, તેને માટે નહિ, પોતાના સાત સરદારો ગુમ થયા તેને માટે નહિ, પણ એના ગનમાં એજ ખ્યાલ આવવા લાગ્યો કે–આ તો '**જમ પલકયાનો ભય**' તેવું છે. જો **દુશ્મનો (ચૈતન્ય)** નિરાંતે અવ્રતપુરમાં રાજ્ય કરશે તો વ્હેલે મોડે મારી કમબખ્તી લાગશેજ અને મને અહિં (દેશવ્રતપુર) થી પણ નાસવું ભારી થઈ પડશે, માટે ચૈતન્યને હવે નિરાંતે તો બેસવા નજ દેવો. એણે કાંઈ મારૂં થોડું અપમાન નથી કર્યું. **એના વિવેક અને જ્ઞાનને** મારીને યમપુરી પહોંચાડું ત્યારેજ હું પણ ખરો અને ત્યારેજ મારી બાજી જીતપર આવશે. દુશ્મનો તો ધીમે ધીમે મિથ્યાત્વપુરમાંથી આગળ વધીને **સાસાદન**માં આવ્યા અને સાસાદનમાંથી આગળ વધીને **મિશ્ર**-પુરીના પ્રદેશમાં આવ્યા અને ત્યાં આવ્યા એટલે હવે તો બહુ જોરમાં આવી ગયા છે અને મારૂં નિકંદન કાઢવાની ફિકરમાં

જાણે મંડયા છે. અરે! એટલેથી પણ ક્યાં અટકીને બેસી રહ્યા છે ? મને અવ્રતપુરથી પણ નસાડયો અને હવે તો અવ્રતપુરમાં જાણે નિર્ભયપણે મ્હાલવા મંડી પડયા છે, પણ એ દુષ્ટોને હવે તો બરાબર સ્વાદ ચખાડું ત્યારેજ હું પણ ખરો."

## ❀ રાગ અને દ્વેષે મોહરાજાને આપેલી હિમ્મત ❀

આવા આવા એક પછી એક અનેક વિચારો તેના હૃદયમાં ઉદ્ભવવા લાગ્યા. અવ્રતપુરને પાછું તો અવશ્ય મેળવવું જ જોઇએ, પણ મારા સાત સરદારો મૂર્છિત થઈ અવ્રતપુરમાં પડયા છે તેના વિના આગળ પડીને કોણ લઢાઇના મેદાનમાં ઝીંપલાશે, અવ્રતપુર પાછું કેમ મેળવાશે ? અને મારી ધારેલી નિષ્ટા કેમ બર આવશે" વગેરે વિચારો તેણે પોતાના પ્રધાન **રાગ** અને **દ્વેષ** આગળ જણાવ્યા.

**પ્રધાનજી રાગ દ્વેષ** ક્યાં હિમ્મત હારે તેવા હતા ? અને ક્યાં તેમણે એવાં કામો કર્યાં નહોતાં ? મોહરાજાના આવાં નાહિંમત ભરેલા અને શંકાયુક્ત વિચારો સાંભળી તેઓ ઉલ્ટા મનમાં હાસ્ય કરવા લાગ્યા અને મોહને સંબોધીને અને હિમ્મત આપીને કહેવા લાગ્યા–"ઓહો ! પ્રભુ ! એમ શું બોલો છો અને એમ શું ગભરાઓ છો ? આપણે આ કાર્ય કાંઈ નવુજ કરવાનું છે ? આપણે શું કોઈ દિવસ એ વિવેક અને જ્ઞાનને ફાવવા દીધા છે કે આજે ફાવી જશે ? આપણી પાસે યોદ્ધાઓ શું ઓછા બળવાન છે ? મહારાજ ! હમારી એક વાત સાંભળો અને ધ્યાનમાં લ્યો. તમારી હજુરમાં સંખ્યાબંધ મહા બળવાન અને સાહસી વીરો છે કે તેઓ મરણીયા થઇ પ્રાણાંત સુધી પણ પાછા હઠે તેવા નથી,

તો તેઓ શું આ વખતે તમારી નોક જવા દેશે? નહિં નહિં! કદી નહિ! એક ક્ષણુમાત્રમાં એ તાનમાં ને તાનમાં મલકાતા **ચૈતન્ય** અને તેના અનુચરો કોણ જાણે ક્યાંએ રસાતળમાં પહોંચી જશે કે તેનો પત્તો પણ નહિ લાગે. માત્ર આપના હુકમનીજ વાર છે. **અમૃતપુર પાછું મેળવવું એ તે શું મોટી વાત છે?**

## ❋ અપ્રત્યાખ્યાનાવરણસિંહે આપેલી ધિરજ. ❋

પ્રધાનજીના હિંમતભર્યા ઉદ્ગારો સાંભળી **મોહરાજા** પણ ઉશ્કેરાયા અને તરતજ સરદારો પ્રતિ હલકારો કર્યો–"ક્યો યોદ્ધા લશ્કરની સરદારી લઈ દુશ્મનોની સામે જવા તૈયાર છે?"

રાજાજીના હુકમનું વાક્ય પુરૂં નહિ થયું તે પહેલાં તો પેલા ભલભલાને ભૂલાવનાર અને નર્કકુંડમાં હડસેલનાર ક્રોધ, માન, માયા અને લોભના શિરોમણી સરદાર **અપ્રત્યાનાવરણસિંહ** આગળ આવ્યાજ છેને! "ઓહો! એમાં તે શું મોટી બિસાત છે? મેં કંઇ અગણીત અંતર આત્માઓને બહિરાત્મા બનાવી અધોલોકમાં હડસેલી દીધા છે, તો આ વખતે શું એ શેખચલ્લી જેવા જ્ઞાનસિંહના તુકલભંડોળીઆ લશ્કરથી ડરી જવાનો છું? શું એ દોઢડાહ્યા વિવેકનો વિવેક મારી આગળ દોઢઘડી પણ ચાલવાનો છે? મહારાજ! એની સામે મારૂંજ કામ છે અને હું ખાત્રીથી એ દુષ્ટોને પરાજીત કરીશ, એ આપ નિઃશંક જાણો."

"ભાઇ તારાં પરાક્રમથી હું કાંઇ અજાણ્યો નથી. મને વિશ્વાસ છે કે તું અવસ્ય જય મેળવે છે અને મેળવશે, પણ આ વખતે કાર્ય જરા કઠણ છે કેમકે દુશ્મનો સમ્યક્ત્વથી મિશ્રિત ગુણસ્થાનને પણ ઓળંગીને આગળ વધવા લાગ્યા છે, માટે તું

કેવી કુદરથી દુશ્મનોને પરાજીત કરી પાછા હઠાવીશ તે યુક્તિ મને બતાવ, તો હું તને લશ્કરની સરદારી આપી મોકલું, નહિ તો બીજા સરદારને મોકલું કેમકે આ સમયે પાછા પડીએ તો આખર જવાનો સોદો છે." મોહરાજાએ શંકિત મને કહ્યું.

"મહારાજ! આપના સેવકનો વિચાર એવો છે કે હું મારા ખાત્રીલાયક કિંકરો (**ક્રોધ, માન, માયા, લોભ**) વગેરેને સાથે લઇને છુપાઇને અવ્રતપુરમાં ભરાઈ બેસીએ કે જ્યાં હાલ **ચૈતન્ય** અને **જ્ઞાન** વસવાટ કરી રહેલા છે અને ત્યાં રહીને હું જાતજાતના ઉપદ્રવો ઉત્પન્ન કરીશ. **હજુ તેઓનાં પરિણામ કાંઈ સ્થિર** નથી. ઘડીકમાં સમ્યક્‌માં તો ઘડીકમાં મિથ્યાત્વમાં ઢળી જાય તેવાં છે. તેઓનો ક્ષાયોપશમિક અને વેદકભાવ વગેરેનો ઉપશમ હજુ જાગ્રત છે. ક્ષાયિક ભાવ કે જે મહા જોરાવર છે તે પહેલાં ત્યાં (અવ્રતપુરમાં) પ્રગટી શકતો નથી અને તેમ હોવાથી મને ફાવટ છે અને તેથી હું મારા કિંકરો મારફત તેઓના વ્રતના ભાવ સર્વસ્વ હરણ કરી લઈશ. અવ્રતમાં ઉપશમ હઠી જાય છે અને તેથી પાપ-પૂણ્યમાં મન પ્રેરાય છે. મારી ઇંદ્રજાળમાં ભલભલા ઉચ્ચ ભાવવાળા ફસાઈ ગયા છે અને ફસાય છે. જ્યાં તેઓ મારા કિંકરોની ઇંદ્રજાળમાં ફસાઇ ખુશ થઈ મ્હાલવા માંડશે કે બસ બેડો પાર! તેઓનું ચિત્ત હરાયું કે પછી મને શી વાર છે? સર્વસ્વ જીતી લઇ પાછા હતા તેવા બનાવી દઇશ. મહારાજ! આ પ્રમાણે મારો તો વિચાર છે, પછી તો જેવી આપની આજ્ઞા!" **અપ્રત્યાખ્યાને ખુલ્લા દીલથી** જણાવ્યું.

મોહરાજાને પણ આ વિચાર પસંદ પડયો અને અપ્રત્યાખ્યાનને હુકમ કર્યો—"જાઓ અને કાર્યની સિદ્ધિ કરો. તમારે જે જે શુરવીર સરદારોનો ખપ હોય તે સર્વેને સાથે લઇલો અને અવ્રતપુર તરફ જલ્દી રવાના થઇ જાઓ."



# प्रकरण १३ मुं.



## અપ્રત્યાખ્યાનના કારસ્તાન

**કર્મની ગતિ બળવાન અને વિચિત્ર છે.** કર્મ મહા શઠમાં શઠ અને નિર્દયમાં નિર્દય છે. કર્મ અને ચૈતન્યને અનાદિકાળથી કટ્ટી હિતશત્રુતા લાગેલીજ છે. ચૈતન્યની ચઢતી થવા નજ દેવી, અને ચઢે તો ગમે તેમ કરી અનેક યુક્તિઓ લગાડી પાછો ગબડાવી મિથ્યાત્વમાં ગોથાં ખાતો કરે ત્યારેજ કર્મને નિરાંત વળે. **કર્મના પ્રપંચની પીછાન જ્ઞાનીઓજ સમજે અને જ્ઞાનીઓજ એની ઇંદ્રજાળમાંથી છટકી મોક્ષરૂપી મહારાણીને વરવાને ચૌદ ગુણસ્થાનરૂપી સીડી ઉપર ચઢી શકે છે.** બાકી કર્મ જેનું નામ! ચાલે ત્યાં સુધી કંઈ છટકવા દે કે?

પોતાને અનુકૂળ પડતા પરાક્રમી અને પ્રપંચી યોદ્ધાઓને લઇને દડમજલ રસ્તો કાપતો અપ્રત્યાખ્યાનસિંહ અવ્રતપુર આવી પહોંચ્યો પોતાની ધારેલી ગોઠવણ પ્રમાણે ચૈતન્યના ચબરાક **ચોકીદારોને મોહનિદ્રામાં મશગુલ** બનાવી ગુપ્ત રીતિથી

**નગરમાં પ્રવેશ** કરી દીધો અને પછી પૂછવું જ શું ? વાંદરાના હાથમાં નીસરણી મળે તો છાપરે છાપરે કૂદે. એક છાપરૂં કાંઇ બાકી રાખે ? ભાઈ તો નગરમાં પેઠા કે પોતાનાં પરાક્રમ ચલાવવા માંડયાજ છે ને. ચૈતન્યના શાંત પ્રદેશમાં એ અપ્રત્યાખ્યાનના હલકટ કામદારો ક્રોધ, માન, માયા, લોભ વગેરે મનમાનીતી રીતે મ્હાલવા લાગ્યા. જ્યાં પેઠા ત્યાં સત્યાનાશનીજ પાટી ? ભલભલાને ભંભેરીને ભૂત બનાવી દીધા. **ક્રોધરૂપી કાળટીઓ** કાંઇ ઓછો ક્રૂર છે ? **માનરૂપી મસ્તાન** કાંઈ ઓછો તોફાની છે ? **માયારૂપી પીશાચ** કાંઈ વશીકરણ વિદ્યામાં ઓછો પ્રવીણ છે ? **લોભરૂપી લંપટ** કાંઈ ઓછો લાલચખોર છે ? એક કરતાં બીજો ચઢે અને બીજા કરતાં ત્રીજો ચઢે અને તેમાં વળી એ ચારે સાથે હલ્લો કરે, ત્યારે તો પછી બાકીજ શું ? જ્યાં ઘૂસે ત્યાં ઘાણજ કાઢે.

પ્રપંચીપણાથી અને પોતાના નિર્દય કામદારોની મદદથી અ-પ્રત્યાખ્યાનભાઈ અવ્રતપુરમાં ફાવ્યા. ચૈતન્યના વ્રતી અને સરલ પરિણામી સુભટોને પોતાની વાક્ચાતુર્યતાથી અને વશીકરણ વિદ્યાથી વશ કરી લીધા. કોઇને વ્રતથી ભ્રષ્ટ કીધા તો કોઇને નિયમથી ભ્રષ્ટ કીધા. કોઇને દોર દમામથી દબડાવ્યા તો કોઇને સમકિતરૂપી સીડીએથી ગબડાવ્યા, એમ અનેક પ્રકારનું તોફાન અવ્રતપુરમાં મચાવી મુકયું.

## * મોહરાજાને આવેલી હિંમત અને કુમન જાસુસને હુકમ *

મોહરાજાએ પણ જોયું કે આપણો સરદાર ઠીક ઘૂસ્યો અને

હવે આપણી બાજી રંગપર આવશે, એટલે પોતે પણ રાગ, દ્વેષ, પ્રમાદ, દુર્મત વગેરે મહા સુભટ શુરવીરો સહિત મૂંછ મરડતો અને છલકાતોમલકાતો સૈન્યને એકત્ર કરીને અવ્રતપુર તરફ પ્રયાણ કર્યું. કહેવત છે કે–" **જમ પલકયાનો ભય;**" તેમ આ **જમડારૂપી મોહરાજા** અને તેના કિંકરો સડસડાટ અવ્રતપુરમાં પેસી ગયા. પેસતાં વાર શી લાગે? કેમકે રસ્તો તો અપ્રત્યાખ્યાને ફોધેલોજ-હતો. દ્વારપાળ અને ચોકીદારોને તો અફીણીયા જેવા બનાવી મુકેલા-જ હતા, એટલે રોકનાર કોણ?

મોહારાજા અવ્રતપુરમાં ધસ્યા તો ખરા, પણ પેલા **સાત સરદારો** કે જે આગલા યુદ્ધમાં એણે ગુમાવ્યા હતા તેનો ખટકો મનમાં ખૂંચી રહેલો હતો; તેથી પોતાના **કુમન** નામના **જાસુસ** (ગુપ્ત દૂત) ને બોલાવ્યો અને ફરમાવ્યું–" તારે એક અગત્યનું કામ કરવાનું છે અને તે એકે આપણા સાત સુભટો કયાં પડયા છે અને દુશ્મનોએ તેઓને કયાં છુપાવ્યા છે તેની બાતમી ગમે તે પ્રયત્ને જલ્દીથી લાવ."

કુમન જેનું નામ! **મન ઘોડે પણ બેસાડે અને મન ગધેડે પણ બેસાડે.** જે કાર્ય આત્મા કરે છે, તેની પ્રથમ પ્રેરણા મનવડેજ ઉદ્ભવે છે. મન ખોટા વિચાર ઉત્પન્ન કરાવે તો કંઈ કંઈ અનર્થ કરાવી મુકે અને પાપનાં પોટલાં બંધાવી દે, તેમ આપણા કુમનસિંહ દૂતં કુકૃત્ય **કરાવવામાં પહેલી પંક્તિના હતા.** મોહની રજા મળતાંજ વિચારરૂપી તુરંગો ઉપર સ્વાર થઇને કુમનભાઇ ચૈતન્યના પ્રદેશમાં આમતેમ ધુમવા લાગ્યા, નગરના અને કિલ્લાના ખૂણાખાંચરા ખોળવામાં બાકી રાખી નહિ અને આખરે બહુ પ્રયત્ને બાતમી મેળવી.

## * સાત સરદારોની કુમનને મળેલી બાતમી *

બાતમી મળી કે દોડતો અને કૂદતો કુમન તરતજ મોહરાજા પાસે આવ્યો અને જણાવ્યું—"મહારાજ! તેઓ મૂર્છિત અવસ્થામાં દુશ્મનોના કબજામાં પડ્યા છે. હજુ તેઓ મરણને શરણ થયા નથી, માટે કંઇ પણ તદબીર લગાવીને કે વિદ્યાના બળ વડે કરીને તેઓ પાછા સચેત થાય અને આપણને મદદકર્તા થાય એવો ઇલાજ કરો."

આ ખબરથી મોહને વધુ હિંમત આવી. મોહ પાસે વિદ્યાનો ક્યાં ટોટો હતો? બાર બોલાવે બત્રીસ હાજર થાય? રાગદ્વેષને સાથે લઇને પોતાની અનેક જાતની યુક્તિ પ્રયુક્તિ અને પ્રપંચજાળ ચલાવી પોતાના ગુમ થયલા હીરાઓને! જાગ્રત કરવા મથન કર્યું. મેહનતનું ફળ મળેજ છે ઉદ્યોગનું ફળ ભાગ્યેજ મીંડામાં આવે છે, તે અનુસાર તેઓમાંથી કેટલાક જાગ્રત થયા અને કેટલાક મૂર્છિતજ રહ્યા.

## * જ્ઞાનસિંહને સુમને આપેલી ચેતવણી *

ભોળા હૃદયના જ્ઞાનસિંહને મોહના આ કાળાં કર્મની ખબર ક્યાંથી હોય? પરંતુ "ભાગ્યવાનને ભૂત રળે" સુમન નામનો દૂત પોતાને ખબર પડી કે તરતજ જ્ઞાનસિંહ પાસે દોડી આવ્યો અને મોહની કપટજાળ અને નિર્લજ્જ વર્તનની વાત જણાવી.

"મહારાજ! તમો આળસમાં નિશ્ચિંત થઇને બેસી શું રહ્યા છો? દુશ્મનો પોતાના ગુમ થયલા સાત સુભટોને જાગ્રત કરવા અનેક યુક્તિઓ ચલાવી રહ્યા છે. તેઓ જો પોતાના પ્રયત્નમાં ફાવ્યા; તો પછી પૂછવું જ શું?

પાછા એકડેએકથી ભણવા જેવું થશે. એ સાતે સુભટો જો જાગ્રત થયા તો કાળો કેર વર્તાવી મુકશે અને આપણા (ચૈતન્યના) બધાં સુભટોનો એક ક્ષણમાં નાશ કરી નાંખશે. અભિમાનમાં ઉભરાઇ જતો મોહ પોતાની સર્વે ફોજ એકત્ર કરીને આવ્યો છે. અને તે **હાર્યો જુગારી બમણો રમે**, તેમ હાલ બહુ વીફરાયલો છે, માટે તમે મહારાજા ચૈતન્યસિંહને આ હૃદયભેદક ઘટનાની ખબર તાકીદથી મોકલાવી દો. "

## ❀ સમ્યકત્વસિંહની લેવાયલી મદદ ❀

**પ્રધાનજી જ્ઞાનસિંહ** પોતાના સ્વામીનું હિત સાચવવામાં કયાં પછાત પડે તેવા હતા ? તુરતજ તેમણે **સમ્યકત્વ** નામના શાંત, શુરવીર અને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરનાર સરદારને જલ્દીથી ચૈતન્ય મહારાજ પાસે રવાના કરી દીધો અને તેને ફરમાવ્યું–" મહારાજાને જઇને ખબર આપો કે, કર્મના કર્પીણ કામદારો સાથે ચાલતા યુદ્ધમાં હજી સુધી આપણી જીત થઈ છે અને તેથી આપ ખુશી થશોજ, પરંતુ તે પાજી દુષ્ટોએ પાછો એક નવો ઉદ્વેગ ઉભો કર્યો છે અને તે એ છે કે તેઓ બધા એકઠા થઇને આપણા નગર અવ્રતપુરમાં કપટકળાથી દાખલ થઈ આપણા શાંત સરદારોને સતાવે છે તથા તેઓના ગુમ થએલા સરદારો કે જે આપણા કબજામાં મૂર્છિત અવસ્થામાં છે તેઓને સચેત કરવાની યુક્તિઓ ચલાવે છે. તેઓ હજી કાંઈ હલકા પડયા નથી, અને તેઓનું સત્વ હજી કાંઈ ઓછું પડયું હોય એમ દેખાતું નથી, તેઓ હજી લઢવાનીજ જીજ્ઞાસા

ધરાવે છે. કાયર બની ન્હાસી જાય એમ જણાતું નથી, માટે હવે આપણે સ્વસ્થ રહેવાનું નથી, આપણે પણ આપણું પાણી બતાવીએ. નિર્લજ્જ દુષ્ટોનો પરાજય કરવોજ જોઇએ. **તેઓ રાક્ષસી માયા જેવા છે,** છેવટની ઘડી સુધી પણ મરણીયા થઇ લઢે તેવા છે, માટે હવે આપણે જેમ બને તેમ જલ્દીથી તેઓની પૂઠ પકડી નગરમાંથી હાંકી કાઢવા જોઇએ, **નહિતો** અત્યારસુધીની આપણી મેળવેલી જીત વ્યર્થ જશે અને દુશ્મનોની દુષ્ટ ધારણા ફળીભૂત થશે અને તેમ થયું તોપછી આપણો ઉદ્ધાર થવાની આપણી આશા નષ્ટ થઈ જશે. જોકે તેમ બનવું એ આપણા હાલના સંજોગો જોતાં અશકય છે તોપણ **"ચેતતા નર સદા સુખી."** માટે વખતસર આપણે ચેતવુંજ જોઇએ."

ચૈત્યનનું ભલું ચાહનાર, આત્માના શુદ્ધ સ્વરૂપની ઓળખાણ કરાવનાર અને શાંતતાથી શત્રુઓનું દમન કરી આત્માને ઉચ્ચ શ્રેણી ઉપર ચઢાવનાર **સમ્યક્ત્વસિંહ** સરદારે આવીને તમામ હકિકતથી ચૈતન્ય મહારાજને વાકેફ કર્યા અને જ્ઞાનસિંહનો મોકલેલો સંદેશો જણાવ્યો.

ચૈતન્ય મહારાજની મૂઢતા હવે દૂર થએલી હતી, તેઓ કંઈ હવે સાંભળીને શાંત બેસી રહે તેવા નહોતા. આ હૃદયભેદક દુશ્મનોનાં કાવત્રાંના સમાચાર સાંભળતાની સાથેજ તેઓ ચમકી ઉઠયા અને ક્ષણવાર પણ થોભ્યા વિના પોતાના પ્રબળ અને પ્રચંડ યોદ્ધાઓથી સુસજ્જીત સૈન્યને તૈયાર થવાની આજ્ઞા આપી દીધી.

સૈનિકો તો એ પ્રસંગની વાટ જોઇજ રહેલા હતા, પરંતુ મહારાજાની આજ્ઞા વગર તેઓ કાંઇ પણ કરી શકે એમ થોડુંજ

છું ? હુકમ સાંભળતાંજ મહા શુરવીર યોદ્ધાઓ ખુશાલીમાં આવી ગયા અને તરતજ પોતાના આયુધવડે સજજ થઇ ચૈતન્ય મહારાજ પાસે આવીને ખડા થઈ ગયા. આહા ? શું તે વખતનો **સરદારોનો ઉત્સાહ અને દમામ** ! મહારાજાના ધૈર્યવાન બંધુ **ધર્મસિંહ** પણ પોતાના રસાલા સાથે હાજર હતા, તેઓના પરમમિત્ર **શાંતિસેન** પણ પોતાના અનુચરો સહિત આવી પહોંચ્યા હતા, તેઓના પાટવી કુંવર **અધ્યાત્મસિંહ** પણ પોતાની પુરી ટુકડીઓ સહિત હાજર હતા, તેઓના મુખ્ય કોટવાલ **સુસ્વભાવસિંહ**નો આ વખતનો દેખાવ કંઇ જુદોજ હતો, તેઓના સૈન્યાધિપતિ **સમતાસેન** પોતાના યોદ્ધાઓ **સુધ્યાનસિંહ, દર્શનસિંહ, ચારિત્રસિંહ, સંવેગસિંહ, સમભાવસિંહ, સંતોષસિંહ, ધીરજસિંહ, સત્યસિંહ, દાનસિંહ, શીળસિંહ, તપસિંહ, ઉપશમસિંહ**, વગેરે અનેક સૈનિકો સહિત હાજર હતા. તેઓની પરમ હિતેષીણી સ્રીઓ **સુમતિ, સુબુદ્ધિ, ક્ષમા, કરૂણા, નિર્જરા, ધારણા** વગેરે પણ પોતાની સખીઓ સહિત મહારાજાની સાથે રણક્ષેત્રમાં જવા માટે તૈયાર થઇ ગઇ હતી.

જ્યાં રાજા જાગ્રત હોય ત્યાં સૈનિકો પ્રમાદી કયાંથી હોય ? **જ્ઞાનસિંહ** જેવો બાહોશ પ્રધાન અને **સમ્યક્તાસિંહ** જેવો સાચો સલાહકાર મિત્ર જેને પ્રાપ્ત થયો, તે રાજાના રાજ્યમાં અંધેર કારોબાર ક્ષણભર પણ કયાં ઉભો રહેવા પામે ?



# प्रकरण १४ मुं.



## અમૃતપુરતરફ પ્રયાણ અને સમ્યક્ત્વનું સ્વરૂપ.

**કર્મરૂપી મહાન** શત્રુને બાળીને ભસ્મ કરવો અથવા તેને ઉભી પૂંછડીએ નસાડવો એવો પૂર્ણ સંકલ્પ કરી મહારાજા ચૈતન્ય પોતાનું અત્યંત બળવાન અને મહા શુરવીર, અનેક ગુણવાન, બુદ્ધિવાન, યુક્તિવાન અને ઐકયતાવાન સૈનિકોનું પ્રબળ સૈન્ય લઇ કર્મરૂપી દુશ્મનો ઉપર ચઢાઇ કરવાને બનતી ત્વરાએ અમૃતપુર આવી પહોંચ્યા.

તેઓ સર્વેએ પ્રધાનજી **જ્ઞાનસિંહ**ના ડેરા પાસે આવી મુકામ કર્યો અને દુશ્મનોને કેવી યુક્તિથી પરાસ્ત કરવા, કેવી રીતે તેમના પર હલ્લો લઇ જવો વગેરે ગુફ્તેગુ મહારાજા ચૈતન્ય અને જ્ઞાનસિંહે ખાનગીમાં કેટલીકવાર સુધી કરી અને બન્ને છેવટના એકજ નિશ્ચય ઉપર આવ્યા કે—આ વખતનું યુદ્ધ એવી કુનેહથી અને એકસંપીથી કરવું કે એ દુષ્ટ ગમારોમાંથી એક પણ બચવા નહિ પામે.

∴ કાળાં કૃત્યના કરનાર દુષ્ટોનું નિકંદન કાઢવું અને તેઓનું અભિમાન દોઢ ઘડીમાં દૂર કરવું, એવો વિચાર કરતા ચૈતન્યે, બળવાન અને શુરવીર યોદ્ધાઓ સહિત રણક્ષેત્રની અંતભૂમિ તરફ પ્રયાણ કર્યું. અહા! શું તે વખતની મહારાજા ચૈતન્યના સામંતોની ઠઠ અને દમામ!

સમ્યક્ત્વ જેવો શુદ્ધ હૃદયનો સલાહકાર સામંત જેને મળ્યો છે, જેને શુદ્ધ તત્વ ઉપર વિજ્ઞાનપૂર્વક રૂચિ ઉત્પન્ન થઈ છે, જેને દેવતત્વ ગુરૂતત્વ, અને ધર્મતત્વ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા ચોંટી ગઈ છે, જે વ્યવહારશ્રદ્ધા અને નિશ્ચયશ્રદ્ધાના સ્વરૂપને સારી રીતે સમજી શકે છે. વ્યવહાર શ્રદ્ધા એટલે **દેવતત્વરૂપે** શ્રી **અરિહંત** પ્રભુના શુદ્ધ સ્વરૂપનું ઓળખાણ થવું અને તે દેવાધિદેવના ચાર સ્વરૂપને નિક્ષેપરૂપે જાણવા, એ ચાર નિક્ષેપો=**નામ, સ્થાપના, દ્રવ્ય,** અને **ભાવ** નિક્ષેપ છે, અરિહંત એવું નામથી કહેવું તે **નામ નિક્ષેપ;** પ્રભુની પ્રતિમાનું દર્શન, સેવન, પુજનઅને ભક્તિ વગેરે કરવાથી મોક્ષપદની પ્રાપ્તિ થાય છે એવું જ્ઞાન થવું તે **સ્થાપના નિક્ષેપ;** જે જીવે તીર્થંકર નામકર્મનો બંધ કરેલો છે, તેમાં ભાવી ગુણોનો આરોપ કરવો, એટલે આ જીવ ભવિષ્યમાં તીર્થંકર થશે વગેરે પરિણામ ઉત્પન્ન થવાં તે **દ્રવ્ય નિક્ષેપ;** દેવાધિદેવ અરિહંતની સેવાભક્તિ મોક્ષદાયક છે, વર્તમાન કાળે **શ્રીમંધરસ્વામિ** તીર્થંકર કેવળજ્ઞાની, સમવસરણમાં બિરાજમાન, ભવ્ય જીવોના પ્રતિબોધક, ચતુર્વિધિ સંઘના સ્થાપક છે, એવોજ ભાવ તે અથવા રાજ્ય કરતા પુરૂષને રાજા કહેવો તે **ભાવનિક્ષેપ** કહેવાય છે. આ ચાર નિક્ષેપસંયુક્ત અરિહંતને પરમેશ્વર માની તેમની સેવા, ભક્તિ કરી તેમની આજ્ઞાનું પાલન કરવું તે **વ્યવહારશુદ્ધ દેવતત્વ** કહેવાય છે.

**નિશ્ચય સમ્યક્ત્વ** ( શ્રદ્ધા ) એટલે આત્માને દેવતત્વરૂપે જાણવો તે. શુદ્ધ આત્મસ્વરૂપને ઓળખવું અને અનુભવ કરવો, પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ, શબ્દ અને ક્રિયાથી

રહિત, યોગરહિત, અતિંદ્રિય, અવિનાશી, અનુપાધિ, અબંધી, અક્લેશી, અમૂર્તિક, શુદ્ધ ચૈતન્યરૂપ, જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અનંત ગુણોને પાત્ર અને સચ્ચિદાનંદ સ્વરૂપી આત્મા છે એવો નિશ્ચય તે **નિશ્ચય દેવતત્વ** છે. પવિત્ર અને નિર્દોષ મુનિ આચાર્યોને ગુરૂ કરી માનવા, તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું; તેમને પાત્ર જાણી શુદ્ધ આહાર આદિક આપવું તે **વ્યવહાર ગુરૂતત્વ** છે. અને શુદ્ધ આત્મવિજ્ઞાનપૂર્વક હોય તથા ઉપાદેય રહિત જે પરિહાર અને પ્રવૃત્તિનું જ્ઞાન તે **નિશ્ચય ગુરૂતત્વ** છે. ધર્મતત્વમાં **દયા** મુખ્ય છે ક્ષમા, માર્દવ, આર્જવ, સત્ય, શૌચ, સંયમ, તપ, ત્યાગ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય એ **દશ ધર્મો** તે દયાની રક્ષાને માટે છે. **દયાના આઠ પ્રકાર** છે. દ્રવ્યદયા, ભાવદયા, સ્વદયા, પરદયા, સ્વરૂપદયા, અનુબંધદયા, વ્યવહારદયા, અને નિશ્ચયદયા; દયાના સ્વરૂપનું વિસ્તારથી વિવેચન આર્હત શાસ્ત્રમાં કરેલું છે. નિશ્ચય દયા સર્વોત્કૃષ્ટ છે અને તેના પ્રભાવથી મોક્ષરૂપી મેહેલપર ચઢવાને ગુણસ્થાનરૂપી નિસરણીના પગથીયાંપર ચઢી શકાય છે. દયાનાં સ્વરૂપનાં વિજ્ઞાનપૂર્વક સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચુર્ણી અને વૃત્તિ એ પંચાગીથી સંમત, શુદ્ધ સ્યાદ્વાદ શૈલીથી પ્રતિપાદિત અને દાન, શીલ, તપ અને ભાવરૂપે પ્રવૃત્તિવાળો જે ધર્મ તે **શુદ્ધ વ્યવહાર ધર્મ** કહેવાય છે. જેથી પોતાના આત્માનું સ્વરૂપ અને વસ્તુનો સ્વભાવ જણાય તે **નિશ્ચય ધર્મ** કહેવાય છે. એ ધર્મના પ્રભાવથી શુભ ચૈતન્યરૂપ, અસંખ્યાતપ્રદેશી, અમૂર્ત, સ્વદેહમાત્રવ્યાપી, સર્વ પુદ્ગલોથી ભિન્ન, અખંડ, અલિપ્ત, જ્ઞાન, દર્શન ચારિત્ર, સુખ, વીર્ય અને સચ્ચિદાનંદ પ્રમુખ અનંત ગુણોથી વ્યાપ્ત,

અવિનાશી, ઉપાધિરહિત અને અવિકારી એવા આત્મસ્વરૂપનું યથાર્થ ભાન થાય છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પુદ્ગલોના પાંચ વિકારોનું સ્વરૂપ સમજાય છે, તે આત્માથી ભિન્ન છે એમ માનવામાં આવે છે.

**નિશ્ચયધર્મનો મહિમા** અગાધ છે. તેનાથી ભવ્ય આત્મા પોતાના સ્વરૂપને ઓળખી શકે છે. તે પવિત્ર આત્મા વિચારે છે કે આઠ કર્મોના વિપાક ફળ વિપરીત અને કડવાં છે. સૂક્ષ્મ પુદ્ગલો ઈંદ્રિયથી અગોચર છે, તેનાં પરમાણું આદિ અનેક રૂપો છે, એ પુદ્ગલોના **સંયોગથી મોહિત થયેલો જીવ ચારે ગતિમાં ભટકે** છે, તે સજાતિય નથી પણ વિજાતીય છે, તેમને મારી સાથે કાંઇ વાસ્તવિક સંબંધ નથી, તે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે, તેનો સંસર્ગ તેજ સંસાર છે, તેની સંગતીથી જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણો બગડી જાયછે; પુદ્ગલ દ્રવ્યની રચના તે મારા આત્માનો સ્વભાવ નથી. **ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ** એ ચારે દ્રવ્ય જ્ઞેયરૂપ છે, પરંતુ હું તે સર્વેથી જુદો છું. તેઓ મારા નથી અને હું તેઓનો નથી, મારો સ્વભાવ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ છે; વિકાર રહિત, ચૈતન્ય ગુણરૂપ; અનંત, અવ્યાબાધ, અછેદ્ય, અભેદ્ય વગેરે અનંત ગુણસ્વરૂપથી યુક્ત છે, મારા સ્વભાવમાં શ્રદ્ધા, ભાષણ અને રમણતારૂપ ચિદાનંદ સ્વરૂપ સ્ફૂરે છે, મારા પૂર્ણાનંદ સ્વભાવને પ્રગટ કરવા સર્વે શુદ્ધ વ્યવહાર નય નિમિત્ત માત્ર છે, પરંતુ મારા સ્વભાવમાં જે રમણતા કરવી તેજ મુખ્ય શુદ્ધ સાધન છે અને તેજ શુદ્ધ ધર્મતત્વ છે.

આ પ્રમાણે શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્વની નિશ્ચલ શ્રદ્ધા તે સમ્યક્ત્વ કહેવાય છે અને તેની મિત્રતાથી ચૈતન્ય

(આત્મા) ગુણસ્થાનોની સીડી ઉપર ચઢતો ચઢતો અનુક્રમે મોક્ષરૂપી મંદિરમાં પહોંચી શકે છે.

**સમ્યકત્વ મિત્ર મળવો તે કાંઈ સેહેલું કે બચ્ચાંઓ-ના ખેલ નથી.** જ્યાં સુધી હૃદયની અને મનની યોગ્યતા થાય નહિં, ત્યાં સુધી એ પરમ મિત્ર મળેજ નહિં અને મળ્યા પછી એની સલાહ પ્રમાણે આત્મા વર્તન કરે તો બસ બેડો પાર ! ઠેઠ મોક્ષમંદિર સુધી પહોંચાડી આપે, એમાં પણ ફેર નહિં, પણ એની સાથે ચૈતન્ય વફાદારીથી વર્તે તો અધવચ્ચમાં ચલિત થઈ **કર્મરૂપી દુષ્ટ જાદુગરની** કપટજાળમાં ફસાઇ લાચાર બની દુષ્કર્મ કરવા લાગે, તોપછી સમ્યકત્વ મિત્ર શું કરે? **તાડના ચઢનારને ટેકો ક્યાં સુધી મળે? સમ્યકત્વ એ ચિંતામણી રત્ન સમાન છે.** એની કિંમત જાણી એનો સદુપયોગ કરે તો નિહાલ થઇ જાય અને અભણની માફક મૂર્ખતાથી કાચના કટકા સમાન ગણી ગુમાવી દે તો ફરી પ્રાપ્ત થવું પણ મુસ્કેલ !

આપણી વાર્તાના નાયક ચૈતન્યસિંહને જે સમ્યકત્વ મિત્ર મળ્યો છે તે પણ એવાજ ગુણવાળો છે અને તેની મદદથી હાલમાં ચૈતન્યના સૈન્યની ખૂબી કાંઇ ઓરજ દેખાતી હતી.



# प्रकरण १५ मुं.

## ❀ કર્મ-ચૈતન્યનું પ્રચંડ યુદ્ધ. ❀

દડમજલ કરતું તમામ સૈન્ય રણક્ષેત્રના મેદાનમાં આવી પહોંચ્યું કે ચૈતન્ય મહારાજે તુરતજ **ધર્મરૂપી સુધ્યાન સ્તંભનું** હૃદયરૂપી રણભૂમિમાં આરોપણ કર્યું અને સપૂર્ણ દ્રઢતાથી ખડા થઈ ગયા.

આ વખતની ચૈતન્યની દ્રઢતા અને તેના સૈન્યનો અપૂર્વ દમામ, ઠાઠ અને નિશ્ચયતા જોઇને **મોહની ફોજને** પણ **અચંબો** લાગવા માંડયો.

મોહનું સૈન્ય પણ લઢવાંને માટે ખડેપગે તૈયારજ હતું. જોતજોતામાં તો બન્ને તરફના સૈનિકો વચ્ચે સાઠમારી શરૂ થઇ ગઇ અને રણભૂમિ સૈનિકોની પ્રચંડ ગર્જનાથી ગાજી રહી. સંનસ-નાટ કરતાં બાણોનો વર્ષાદ અને દારૂગોળાના કાન ફાડી નાંખે એવા ધડાકા શરૂ થઇ ગયા. એક તરફ ચૈતન્યના બળવાન યોદ્ધા અને બીજી તરફ મોહના ક્રૂર યોદ્ધાઓ વચ્ચે મહા પ્રચંડ યુદ્ધ ચાલી રહ્યું.

મોહરાજાની ફોજ તરફથી ધગધગતા લાલ ગોળા છૂટવા માંડયા કે જે પડતાંની સાથેજ ચૈતન્યના સૈન્યના શૂરા યોદ્ધાઓને બાળીને ભસ્મ કરી નાંખે ? એ તીવ્ર ગોળાઓ આવીને ચૈતન્યના લશ્કરમાં પડવા લાગ્યા તેથી સો ખળભળાટ મચી રહ્યો અને કેટલાક પોચા ડરપોક સામંતોનાં ચિત્ત ચકડોળે ચઢી અસ્થિર બની ગયાં.

મોહનું પરાક્રમ આ સ્થાનમાં ચાલી શકે તેમ હતું કેમકે ચૈતન્ય મહારાજની સમ્યકત્વ સાથેની મિત્રતા હજી ગાઢી થઇ નહોતી. તેઓ **અપ્રત સમ્યક્દ્રષ્ટી** હતો. સમ્યક્ત્વના જે આઠ **અંગભૂત રક્ષકો નિઃશાંકિત, નિઃકાંક્ષિત** વગેરે હતા તેની સામે **મોહે** તેમનું દૂષણ દેખાડનારા વિરોધી આઠ સામંતો **શંકા, આકાંક્ષા, વિચિકિત્સા, મૂઢદ્રષ્ટિ, અનુપગુહન, સ્થિતત્યકરણ, અવાત્સલ્ય,** અને **અપ્રભાવના** નામના મળ-દોષને નામે ઓળખાતા સુભટો ખડા કરી દીધા તેઓએ પોતાનું પરાક્રમ ચલાવવા માંડયું.

ચૈતન્યની ફોજમાંથી પણ પરાક્રમી યોદ્ધાઓ પ્રબળ ગોળાઓ ચલાવતા હતા, કે જે આવીને **ધડાધડ** મોહના લશ્કરમાં પડતા હતા. ચૈતન્ય મહારાજ આંતરિક **વૈરાગ્ય ભાવનાનું** ચિંતવન કરતા અને દુશ્મનોના દુષ્ટ કાર્યોની સામે પોતાના શાંત ચિત્તવાળા સામંતોને ખડા કરી તેઓના હલ્લાને હઠાવી પુરતો બદલો આપવા માટે જાગૃતિથી તૈયારજ હતા.

પોતાના ચલાવેલા દુષ્ટ અને જીવલેણ બાણો ચૈતન્યને કાંઇ અસર નહિ કરતા જોઇ **મોહરાજા** ખીજવાઇને અને દાંત પીસી-પીસીને નવા નવા ઉપાયો યોજવા લાગ્યો. ૭ પ્રકારના **અનાયતન દોષ** ( મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન, મિથ્યાચારિત્ર, કુદેવ, કુશાસ્ત્ર, કુગુરૂ) નામના ક્રૂર અને ધાતકી યોદ્ધાઓને ખડા કરી ચૈતન્યના સૈન્યની સામે ધનઘોરતાથી યુદ્ધ કરવા મોકલી દીધા, તેઓ હંસરૂપી ચૈતન્યના સૈન્યમાં ગાજતેવાજતે આગળ વધવા લાગ્યા અને પોતાના તીક્ષ્ણ બાણોવડે સામંતોનો ઘમસાણ વાળવા માંડ્યો.

ચૈતન્ય મહારાજે જોયું કે આ વળી નવું તોફાન પેદા થયું. તેમણે તરતજ સમયસુચકતા વાપરી પોતાના સૈન્યની હિલચાલ ઉપર બારીક તપાસ ચલાવવા માંડી, તો તેઓને માલમ પડ્યું કે પોતાનાજ સૈન્યમાં **હેય અને ઉપાદેય** નામના શંકા પડતા સામંતો ભરાયલા છે. તરતજ તેમણે તે સામંતોને હાંકી કાઢ્યા અને પોતાના વિશ્વાસુ સૈનિકોની મદદથી મોહની ફોજ સામે **તીડની માફક હુલ્લો** કરવા લાગ્યા.

મોહરાજા પણ શું તેઓના હલ્લાથી ડરી જાય તેવા હતા કે તેઓની પાસે લશ્કરની કમી હતી ? તેમણે પોતાના સૈનિકોને ગભરાટમાં પડેલા જોઇને તરતજ હલકા સ્વભાવવાળા હાથીઓનાં ટોળાં સમાન, અહંકારના આવેશમાં ઉછળતા અને સમ્યક્ત્વના સંપૂર્ણ વિરોધી આઠ અજિત યોદ્ધાઓ કે જેઓ અષ્ટમદને નામે નામાંકિત હતા અને જેઓનાં નામ જાતિમદ, કુલમદ, ઐશ્વર્યમદ, **રૂપમદ, જ્ઞાનમદ, તપમદ, બલમદ,** અને **પૂજામદ** હતા. તેઓને ચૈતન્યની સામે ક્રૂરતાથી યુદ્ધ કરવાને હુકમ ફરમાવ્યો અને તેઓની સરદારી સહિત મોહના પ્રબળ અને શુરવીર સામંતો એકદમ અહંભાવના આવેશમાં ઉછળતા અને કૂદતા ચૈતન્યના સૈન્યનો ધાણ કાઢવાના ઇરાદાથી ધસારો કરવા લાગ્યા.

## ❋ ચૈતન્યના યોદ્ધાઓનું શુરાતન ❋

બન્ને સૈન્યના યોદ્ધાઓ એકએકની સામે મહા પ્રબલતાથી અને તીક્ષ્ણ બાણોની વર્ષાથી પોતાના પરાક્રમનું પાણી દેખાડવા લાગ્યા. તેઓ જોકે કોઇકાઇથી ગાંજ્યા જાય તેવા નહોતા, તેમ પૂંછડી દબાવી પાછા હઠી જાય તેવા કાયર પણ નહોતા, અને તેથી આ સમયનું યુદ્ધ એક **કટાકટીનું યુદ્ધ** હતું.

ચૈતન્ય મહારાજ પણ આ સમયે સાવચેતીથી પોતાનો બચાવ કરવાને ઉત્સુક હતા. તેઓના સત્ય પ્રતીતિવાળા, ક્ષમાભાવને ધારણ કરવાવાળા અને માર્દવ ગુણથી સુસજ્જિત થયેલા શુરવીર સામંતો હાથીઓનાં ટોળાંની માફક અને તીડના ધસારાની માફક દુશ્મનોની સામે ધસારો કરવા લાગયા.

અહા ! શું તે વેળાનું ચૈતન્યના યોદ્ધાઓનું શુરાતન ! મોહની ફોજનો જોતજોતામાં પલકવારમાં મારીને ધમસાણ કાઢી નાંખ્યો અને મદમત્ત થઇને આમતેમ દુશ્મનોની સામે ઘુમવા લાગ્યા. અહા ! શું તે વખતનું કટાકટીનું હૃદયવિદારક યુદ્ધ ? અને શું તે વખતની પ્રચંડ સાઠમારી ? બન્ને સૈન્યમાંના તમામ શુરવીર યોદ્ધાઓ એક બીજાના બાણોના ઘાનો સ્વાદ ચાખ્યા વિના કોરા બચવા પામતા નહોતા અને બન્ને ફોજના યોદ્ધાઓ આ વખતે પોતાનું શુરાતન સંપૂર્ણ અને સાવચેતીથી બતાવતા હતા, કે જેનું વર્ણન કરવાને આ લઘુ લેખકની કનિષ્ટ કલમ સામર્થ્યવાન નથી.

કર્મની ગતિ વિચિત્ર છે ! અહંકારનું ઘર ખાલી છે ! મદરૂપી મતારો જ્યાં ભરાયો ત્યાં સત્યાનાશની પાટીજ સમજવી. ચૈતન્યના શાંત અને વિશ્વાસુ સૈનિકો પણ પોતાનો પાસો સવળો પડતો જોઈ અહંકારના આવેશમાં ઘુમવા લાગ્યા, અને મનમાં મલકાવા લાગ્યા—“ ઓહો ! એ મોહના મુડદાલ સૈનિકો હમોને શું કરી શકવાના છે ? અમારા જેટલું બળ, જ્ઞાન કે ઐશ્વર્ય એ લોકોમાં છેજ કયાં ? વગેરે વિચારો ઉદ્‌ભવવા લાગ્યા.

મોહરાજાએ જોયું કે મારાં મોકલેલા મદ નામના યોદ્ધાઓ

દુશ્મનોના સૈન્યરૂપી હૃદયમાં કંઇક અંશે પ્રવેશ કરી ચુકયા છે, પરંતુ મારા જે **સાત** પ્રચંડ સૈનિકો મૂર્છિત થઈ દુશ્મનોના કાબુમાં પડયા છે, તેઓના વિના દુશ્મનોનું સર્વસ્વ હરણ કરવું મુશ્કેલ છે અને તેથી આ તકે કાંઈ પણ યુક્તિ વાપરી તેઓને સચેત કરવા જોઇએ. એમ વિચારી પોતાનો **મંત્રપ્રયોગ** ચલાવ્યો કે જેથી એક ક્ષણવારમાં સાતે સુભટો સચેત થઈ ગયા. હવે જોઈ લ્યો મોહનું પરાક્રમ ! દારૂખાનું અને દેવતા જ્યાં સાથે થાય ત્યાં વળી પૂછવાનુંજ શું ? અને ત્યાં વળી થંડા સ્વભાવના બરફ જેવા વિવેકસિંહ વગેરેનું વળે પણ શું ?

## ❀ રણસંગ્રામમાં મોહરાજાનો ધસારો ❀

જાગ્રત થયેલા એ રાક્ષસીમાયા સમાન સાતે સુભટો સહિત લાગલોજ મોહરાજાએ રણસંગ્રામમાં ધસારો કર્યો અને પોતાના ધ્રગધ્રગતા દારૂગોળા સમાન બાણોના પ્રહાર દુશ્મનોના સૈન્યમાં ધડાધડ ફેંકવા માંડયા તથા કંઇકને વીંધી નાંખી ચૈતન્યના સૈન્યની હાલહવાલી કરી નાંખી. ચૈતન્યના શુરવીર સુભટો આમતેમ નાસભાગમાં પડયા અને મહા ભયંકર કોલાહલ અને હૃદયભેદક દેખાવ રણભૂમિનો થઇ પડયો.

મહારાજા ચૈતન્યની હિંમ્મત, શુરાતન અને શાંતતાની હદ આવી રહેવા લાગી. પોતાના બહાદુર લડવૈયા અને પ્રચંડ સૈન્યની પાયમાલી થતી જોઇ પોતે ગભરાટમાં પડયા અને હવે કેમ બચાવ કરવો તેનો વિચાર કરવા લાગ્યા, પણ વિચાર કરવાનો આ સમય જ કયાં હતો ? આ સમય તો પર્વતની ટોચપર ભ્રમણ કરવા જેવો હતો, જરાક ચૂકયો કે ગબડયો નીચે ગહન ખાડામાં !

## ❀ મોહરાજા ચઢતીના આવેશમાં ❀

આ તકનો લાભ લઇ મોહે સખ્તમાં સખ્ત હલ્લો કર્યો અને તમામ સૈન્ય સહિત ચૈતન્યને પાછો હઠાવી દીધો અને તેઓની પૂંઠ એટલે સુધી પકડી કે ન્હાસવું પણ ભારી થઈ પડયું. આહા ! શું તે વખતની હૃદયવિદારક ઘટના ! **ચૈતન્યની** ચતુરાઈ આ સમય **દૂધમાં ઝેર સમાન** થઇ પડી. **અવ્રતપુરમાંથી** અથડાતા કૂટાતા તેઓ **મિશ્રપુરમાં** આવ્યા, ત્યાં મિશ્રપુરમાં પણ દુશ્મનો ક્યાં તેમનો પીછો છોડી રહેવા દે તેમ હતું ? ત્યાંથી અથડાતા કૂટાતા **સાસાદનના** પ્રદેશમાં આવ્યા, ત્યાં પણ દુષ્ટ દુશ્મનો તેમની પૂંઠે હતાજ. ત્યાંથી અથડાતા છેક **મિથ્યાત્વપુરના** પ્રદેશ સુધી દુશ્મનોએ હડસેલી દીધા.

## ❀ ચૈતન્યસિંહે બતાવેલો ચમત્કાર ❀

ચૈતન્યની આ દશા કાંઈ ઝાઝો સમય રહી શકે તેમ નહોતું. કેમકે તેઓની અણધારી આ દશા થવાનું કારણ માત્ર થોડી ગફલતજ હતી અને એ ગફલત ખવડાવનાર પેલા મોહના મસ્તાન સુભટો મદસિંહોજ હતા. જેવી રીતે પાણી ઉપર તરતી તુમડીને તોફાની પવનના ઝપાટાથી કે મગરમચ્છની ચોટથી એકદમ નીચી ગતિ કરવી પડે છે, પરંતુ તે ઝાઝી ક્ષણ ત્યાં રહી શકતી નથી કેમકે તેનામાં હલકાપણાનો મુખ્ય ગુણ કાયમજ છે, તેવીજ રીતે આપણી વાર્તાના નાયક ચૈતન્ય મહારાજ પણ એ નીચ પ્રદેશોમાં ઝાઝો સમય રહી શકયા નહિ અને તે રહે પણ શાના ? કેમકે એમના પરિણામ અને ભાવ તો ઉચ્ચજ હતા, પણ સ્હેજ ગફલતનો લાભ લઇ દુશ્મનોએ તેમને સખ્ત ફટકો લગાવ્યો, પરંતુ

આ ફટકો તેમને કડવા ઔષધસમાન ગુણકર્ત્તા થઇ પડયો. તેઓએ જોયું કે એકદમ મારી આ શી સ્થિતિ ! તુરતજ તેમણે પોતાની અપૂર્વ શક્તિનો ઉપયોગ શરૂ કર્યો અને સ્મરણ કરતાની સાથેજ તેઓની સન્મુખ અનેક સહાયક અનુચરો આવીને ખડા થઇ ગયા.

જોઇતી મદદ મળી આવવાથી કયા શુરવીરની જીત થતી નથી ? અને કયા શુરવીરની હિંમતમાં વધારો નથી થતો ? અવશ્ય થાય છેજ અને તે અનુસાર મહારાજા ચૈતન્યે પોતે ગુમાવેલા પ્રદેશો પાછા પોતાના કાબુમાં મેળવ્યા અને પાછા અવ્રતપુરમાં આવીને પોતાનો પડાવ નાંખ્યો. મોહનું સૈન્ય પણ તેમની પૂંઠે લાગેલુંજ હતું, તેમની સાથે યુદ્ધ જારીજ હતું અને તે યુદ્ધમાં પેલા સાત સુભટોનો ચૈતન્યે એવી રીતે મારીમારીને ઘમસાણ વાળી નાંખ્યો કે સાતમાંથી એક પણ શોધ્યો જડે તેમ રહ્યું નહિ.

આ પ્રમાણે ચૈતન્ય મહારાજ પ્રચંડ પરાક્રમી મોહની સાથે યુદ્ધ કરી રહ્યા છે, મોહ મહા બળવંત અને ખારીલો છે, તેમ ચૈતન્ય પણ ઠોકર ખાઇખાઇને એવો શાંત અને વિચારવંત થયો છે કે એ મદમત્ત મોહનો ગર્વ ક્રમેક્રમે તોડતોજ જાય છે અને પોતે નવા નવા ઉચ્ચ પ્રદેશોમાં પ્રવેશ કરતો જાય છે.

મોહના કર્પીણ-કારસ્તાનનો કચરઘાણ વાળીને અને પ્રપંચ જાળને તોડીને ચૈતન્ય પાછો અવ્રતપુરમાં આવી પહોંચ્યો, તે શું મોહથી સાંખી શકાય તેમ હતું ? નહિજ. તે એથી વધારે ક્રોધાયમાન થયો અને તમામ ભાંગફોડીયા સૈનિકો સહિત પાછો ચૈતન્યની સામે ધસારો કર્યો, જેથી પાછું આગળ કરતાં પણ હૃદયભેદક યુદ્ધ શરૂ થયું અને જોતજોતામાં તો બન્ને (મોહ અને ચૈતન્ય) પરસ્પર એવા જોશમાં આવી લઢવા લાગ્યા કે સખ્ત બાથાબાથ ચાલી રહી.

# प्रकरण १६ मुं

## * ચૈતન્યની ચપળતા *

રણભેરી અને યોદ્ધાઓની કીકીઆરીની ગર્જના ચાલી રહી છે અને શુરવીર સુભટો જાનપર આવીને લઢવાને તૈયાર થઇ ગયા છે. એક તરફ ચૈતન્ય પોતાના પરીવારને હંકારો કરીને પાણી ચઢાવે છે કે—"જોજો હોં, પીઠ બતાવતા નહિં, દુશ્મનોને રૂંધી નાંખજો, તમારૂં શુરાતન બતાવવાનો આજ સમય છે. ગફલત ખાશો તો સચોટ ગબડી જશો અને મોહના માયામયી કારસ્તાનમાં સપડાઇ જશો."

બીજી તરફ મોહ પણ પોતાના સૈનિકોને શીખામણુના શબ્દો કહીને ઉશ્કેરે છે કે—"તમારૂં પ્રબળ પરાક્રમ બતાવવાનો આજ સમય છે, કાયર બની ગફલત ખાશો નહિં, તમારા પ્રચંડ હથિયારોનો ઉપયોગ સત્વર કરો અને ચૈતન્યને પકડીને જલ્દીથી મારી પાસે લાવો."

એ પ્રમાણે બન્ને સૈન્યના સૈનિકોમાં એક પળની પણ નિરાંત વિના યુદ્ધ ચાલી રહ્યું છે અને પોતપોતાના અનેક ઇલાજો ચતુરાઇથી ચલાવી રહ્યા છે.

મોહે સડસડાટ કરતું સરાગભાવ નામનું બાણ ચઢાવ્યું અને ખેંચીને જીવની સામે તાકીને ફેંક્યું. ચૈતન્ય પણ તેનો જુવાબ વાળવાને તૈયારજ હતો: તેણે તરતજ પોતાનું વિરાગભાવ નામનું ધનુષ્યબાણુ હાથમાં લીધું અને પોતાના આત્મ-સ્વરૂપ

અને વીતરાગ ભાવનું **ચિંતવન** કરીને નિડરતાથી દુશ્મનના બાણનો અટકાવ કર્યો. જેવી રીતે અગ્નિના ઉપદ્રવનો અટકાવ જળથી થઇ શકે છે, તેવીરીતે ચૈતન્યે મોહના ફેંકેલા અગ્નિ જેવા **સરાગભાવની** સામે **વીતરાગ સ્વરૂપનું** ચિંતવન કરી શાંતતાથી જળમય સ્વભાવથી પોતાનો બચાવ કર્યો.

## ❀ મોહરાજાના પાતકી આયુધો. ❀

મોહે તરજ બીજો પ્રયોગ શરૂ કર્યો. તેણે **પાપપુણ્યરૂપી** બે ધારવાળું **ખડ્ગ** હાથમાં લઇ ચૈતન્યને ફટકો લગાવવા પ્રયત્ન કર્યો, પરંતુ ચૈતન્યે **સમયસુચકતા** વાપરી તે ખડ્ગનો અટકાવ કરવા પોતાના શુદ્ધ **આત્મસ્વરૂપનું ચિંતવન** કરી સ્થિરતાથી નિજસ્વરૂપમાં તલ્લિન થયો, જેથી તે ખડ્ગની કંઇપણ અસર થઇ શકી નહિ, ઉલટું તે ઉગામેલું ખડ્ગ દુશ્મનની પીઠ ઉપર પડ્યું.

મોહ આથી વધુ ખીજવાયો અને **આત્મઘાતકને** નામે ઓળખાતું **આર્તધ્યાન** નામનું ચપળ ચક્ર હાથમાં લઈ ખૂબ ઘુમાવીને ચૈતન્યની સામે તાકીને સનસનાટ કરતું છોડયું. આ **આર્તધ્યાન** ચક્રથી મોહે કંઇ અસંખ્યાત આત્માઓને પાયમાલ કરી ધૂળ ચાટતા કરી નાંખ્યા હતા. રાજા મહારાજા, નારાયણ, પ્રતિનારાયણ કે ચક્રવર્તિ જેવા મહાન પુરૂષો પણ એ દુષ્ટ ચક્રના સપાટામાં સપડાઈ નીચ ગતિમાં જઇ પડેયા હતા તો આ નમાલો ચૈતન્ય શું કરી શકવાનો છે; એવી ઉમેદ મોહના પાપી હૃદયમાં હતી, પરંતુ ચૈતન્ય ઠોકર ખાઈખાઇને હવે કઠણ અને હિંમતવાન થયો હતો, તે આ દુષ્ટ ચક્રના આક્રમણથી ગભરાયો

નહિં, પરંતુ સંપૂર્ણ શાંતતાથી સાવધાન થઇ **ધર્મધ્યાનરૂપી ઢાલ** હાથમાં લઈ પોતાનો બચાવ કરવા તૈયાર રહો. ધર્મધ્યાનરૂપી ઢાલથી આત્મા પોતાનો બચાવ કરી શકે છે, એટલુંજ નહિ પણ અશુભ કર્મોનો નાશ એથી થઇ જાય છે, જ્ઞાનરૂપી સમ્પદા અને અનેક અનુપમ સુખ સંપત્તિની પ્રાપ્તિ થાય છે તથા પરભવમાં **સર્વાર્થસિદ્ધિ** સુધી ઉત્તમ દેવગતિ પણ મળી શકે છે. ધર્મધ્યાનમા તલ્લિન રહેવાથી આર્તધ્યાનરૂપી ચક્ર કંઇ અસર કરી શકતું નથી, પરંતુ ધ્યાનથી ભ્રષ્ટ થવાથી તરતજ આર્તધ્યાન ચઢી બેસે છે અને આત્માને અધોગતિમાં હડસેલી મુકે છે. આ વખતે ચૈતન્યે ધર્મધ્યાનરૂપી ઢાલથી પોતાનો સારી રીતે બચાવ કર્યો, એટલુંજ નહિ પરંતુ કેટલાક પ્રહારો દુસ્મનોની સામે પણ કર્યા.

પોતાનાં છોડેલાં જીવલેણ બાણો ચૈતન્યને કંઇ અસર કરતા નથી, તે જોઇ મોહનો પિત્તો વધારે ઉકળી આવ્યો, તેના ખીજવાટનો ભભૂકો વધારે સળગી ગયો અને હવે તો ચૈતન્યને જીવતો મુકું નહિ એવા સંકલ્પપર આવ્યો. તુરતજ તેણે **રૌદ્રધ્યાનરૂપી આત્મઘાતી બરછી** હાથમાં લીધી અને ચૈતન્યની છેકજ નજીક ધસી જઇ ધા કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ ચૈતન્ય હવે કંઈ ગફલતીમાં નહોતો કે એ બરછીનો પ્રહાર મોહ એના ઉપર ચલાવવાને ફળીભૂત થાય ? **રૌદ્રધ્યાનરૂપી બરછીનો પ્રહાર એવો તો ઝેરી છે કે, જેટલું શુભ હોય તેટલું તો અશુભ થઈ જાય છે અને પરલોકમાં નર્કગતિ મળે છે.** પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ત, સ્વાધ્યાય, વ્યુત્સર્ગ અને ધ્યાન એ અંતરંગ તપનો પણ નાશ કરે છે તથા દુર્ગતિના દ્વાર નરક નિગોદાદિમાં હડસેલી જાય

છે, પરંતુ આ સમયે પણ ચૈતન્યે સમયસુચકતા વાપરી દયાભાવ ગ્રહણ કરી શુકલધ્યાનરૂપી ઢાલથી પોતાનો બચાવ કર્યો તથા દુશ્મનના કેટલાક સુભટોનો પણ સંહાર કર્યો. શુકલ ધ્યાનરૂપી ઢાલ અનત સુખની આપવાવાળી છે. તથા કેવળ જ્ઞાન, કેવલદર્શન, ક્ષાયિકદાન, ક્ષાયિક લાભ, ક્ષાયિક ભોગ, ક્ષાયિક ઉપભોગ, ક્ષાયિક વીર્ય, ક્ષાયિક સમ્યકત્વ અને ક્ષાયિક ચારિત્ર, એ નવ લબ્ધિઓ એજ શુકલધ્યાનથી પ્રાપ્ત થઈ શકે છે.

## ચૈતન્યની અડગ વૃત્તિ.

પોતાના પ્રયત્નો છેકજ નિષ્ફળ થતા જોઈ મોહ અતિશય વ્યાકુળ થઈ ગયો અને જેમ યમરાજ છેકજ અવિવેકી થઇને જીવને પોતાના પંજામાં ગ્રહણ કરી લેછે તેમ ચૈતન્યપર છેકજ અવિવેકી થઇને શસ્ત્રોના ઘા કરવા લાગ્યો આ સમયે જેમ કેટલાક જીવો વ્યાકુળ થઈ આર્તધ્યાનમાં પડી ધર્મને ભૂલી જાય છે, તેમ મહારાજા ચૈતન્યે કર્યું નહિ પરંતુ તે સંપૂર્ણ સાવધાનીમાં રહ્યો, પોતાના દયામયી અને વિવેકમયી ધર્મને ભૂલ્યો નહિ અને ધર્મરૂપી સત્ય પ્રતીતિવાળાં શસ્ત્રોને ગ્રહણ કરી તે વડે પોતાનો બચાવ કર્યો તથા વૈરીઓના હૃદયમાં ભરાઈ બેઠેલા ટેક અને અભિમાનને નષ્ટ કરવાને તેઓ ઉપર સખ્ત મારો ચલાવ્યો.

આહા! શું તે સમયની કટાકટીની લડાઈ! અને શું તે સમયની ચૈતન્યની ચપળતા, સ્થિરતા અને ગંભીરતા! દુશ્મનોના એક પછી એક આવતાં અભેદ્ય બાણોના પ્રહારો સામે શું છટાથી બચાવ કરવાનું તેનું સાહસ!

અને શું તેનું ધર્મધ્યાન અને શુક્લધ્યાનના ભાવમાં લીનપણું ! પોતાનો સંપૂર્ણ બચાવ **સુવિવેકથી** અને ક્ષાયિક **ચક્રની** સહાયથી કર્યો અને દુષ્ટ પા.ધી સમાન મોહના અવિવેકી સુભટોનો મારીમારીને ધમસાણુ વાળી નાંખ્યો.

ચૈતન્યના સખત મારાથી દુશ્મનના સૈન્યમાં ગડબડાટ મચી રહ્યો, કેટલાક! ગાભરા બની આમતેમ નાસવા લાગ્યા, કેટલાક જમીનદોસ્ત થઈ ગયાં, કેટલાક પાછા હઠી ગયા અને **અપ્રત્યાખાન** સુભટો મુર્છિત થઇ ધુળમાં રગડોળાવા લાગ્યા તથા મોહ પણ આકુળ વ્યાકુળ થઇ ગયો.

## ચૈતન્યની અપૂર્વ જીત

ચૈતન્યની જીત જોઈ તમામ સૈનિકો આનંદસાગરમાં ઉછળવા લાગ્યા, ધન્ય ધન્યના હર્ષધ્વનિથી રણક્ષેત્ર ગાજી રહ્યું, મંગલીક સ્વરોદથી વાજાં વાગવા લાગ્યાં અને ચોતરફ ભેગા મળેલા દેવ દાનવ વગેરે તમાસબીનો પણ એઓની બહાદુરી અને શાંતતાની તારીફ કરવા લાગ્યા.

આ અપૂર્વ સાહસ અને જીત જોઈ દેવતાઓ ખુશખુશ થઇ ગયા. તેઓ કંઇ આજ કાલના લુખ્ખા તમાસગીરો જેવા ખાલી બરાડા પાડી વીખરાઇ જાય તેવા બખીલ નહોતા. યોગ્યને યોગ્ય માન આપવું એ કદર તેઓમાં ચોક્કસ હતી. તેઓએ તરતજ ચૈતન્યના માનમાં **શીરપાવની** વૃષ્ટિ શરૂ કરી.

## ચૈતન્યને ધર્મધુરંધર શ્રાવકોત્તમ ત્યાગીની પદવી.

હાલમાં જેમ સરકાર તરફથી દાતારો અને ન્યાયી પુરૂષોની કદર પીછાની રાવબહાદુર, રાવસાહેબ કે જસ્ટીશ ઓફ ધી પીશ

વગેરે માનવંતા કિતાબો આપવામાં આવે છે, તેમ દેવતાઓ તરફથી ચૈતન્યને ધર્મધુરંધર શ્રાવકોત્તમત્યાગીની માનવંતી પદવી એનાયત થઇ, તથા તેના સમતાગુણની પીછાન તરીકે હમેશા સલાહકાર ગોઠીઆ તરીકે સાથે રહેવાને મહાઅનુપમ રાજા સમાન જુદા જુદારૂપને ધારણ કરવાવાળા અગીયાર શુરવીર સુભટો હાજર થઇ ગયા.

## પ્રતિમારૂપી અગીયાર સુભટો.

એ સુભટો શ્રાવકની અગીયાર પ્રતિમાને નામે પ્રસિદ્ધ છે અને તે અવ્રતપુરમાંથી જીત મેળવી વ્રતપુરમાં પ્રયાણ કરતી વખતે ચૈતન્યની સાથે હોવીજ જોઇયે. એઓનાં નામ ૧ દર્શન પ્રતિમા, ૨ વ્રતપ્રતિમા, ૩ સામાયિક, ૪ પ્રોષધોપવાસ ૫ સચિત્તવિરત, ૬ રાત્રિભુકતત્યાગ, ૭ બ્રહ્મચર્ય ૮ આરંભત્યાગ, ૯ પરિગ્રહત્યાગ ૧૦ સાવદ્ય અનુમતિત્યાગ, અને ૧૧ ઉદ્દિષ્ટાહારયતાગ.

૧. દર્શનપ્રતિમા—પંચ ઉદંબર અને સાત વ્યસનોનો ત્યાગ કરવો, શંકા, આકાંક્ષા વગેરે દોષોથી રહિત થઈ નિઃશાંકિત, નિઃકાંક્ષિત વગેરે આઠ ગુણ સહિત સમ્યગ્દર્શનને ધારણ કરવું તે.

૨ વ્રતપ્રતિમા—અતીચાર રહિત પાંચ અણુવ્રત, ત્રણગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતનું પાલન કરવું તે.

૩. સામાયિક પ્રતિમા—શુદ્ધ મન, વચન કાયથી આદર સહિત પ્રાતઃકાળ, મધ્યાન્હ કાળ અને સાયંકાળ એ ત્રણ કાળ સામાયિક કરવું જોઇએ અને સંપૂર્ણ પ્રાણીઓમાં સમતારૂપ

પરિણામ રાખવું, સુખ દુઃખમાં, શત્રુ મિત્રમાં, નિંદા સ્તુતિમાં, તૃણ કંચનમાં, પાષાણ રત્નમાં વગેરે વિરૂદ્ધ અવિરૂદ્ધ પદાર્થોમાં **સમતારૂપ પરિણામ** રાખવું તથા સંયમ ધારણ કરવામાં શુભ રૂપ ભાવના રાખી નિયમપૂર્વક એકાંત સ્થળે એક ચિત્તથી સ્તુતિ તથા **આલોચ**ના કરવી તે.

**૪. પોષધ પ્રતિમા**—પ્રત્યેક અષ્ટમી અને ચતુર્દશીના દિવસોએ નિયમપૂર્વક નિરતિચાર પ્રોષધોપવાસ કરવો તે.

**૫. સચિત્તત્યાગ પ્રતિમા**—સંપૂર્ણ સચિત્ત વસ્તુઓનો ત્યાગ કરવો તે. જીવના પ્રદેશમાં ઉત્પન્ન થયેલી ચેતનાને ચિત્ત કહેવાય છે અને ચિત્તસહિત જે વસ્તુ છે, તે સચિત્ત કહેવાય છે. જેમાં ચેતનનો કંઇપણ અંશ માલમ પડે તે સચિત્ત કહેવાય.

**૬. નિશી ભોજનત્યાગ પ્રતિમા**—રાત્રે ચારે પ્રકારના અહારનો ત્યાગ કરવો તથા દિવસે મૈથુન માત્રનો ત્યાગ કરવો તે.

**૭. બ્રહ્મચર્ય પ્રતિમા**—જન્મ પર્યંત સ્ત્રી માત્રનો ત્યાગ કરવો એટલે આ જન્મમાં સંપૂર્ણ રીતે અસ્ખલિત બ્રહ્મચર્ય પાલન કરવું અને શીળવ્રત પાળવું તે.

**૮. આરંભત્યાગ પ્રતિમા**—ખેતી વ્યાપાર વગેરે ગૃહસંસારી સંપૂર્ણ કાર્યો તથા ભોજન, પાણી, ઝાડુ વગેરે સંપૂર્ણ આરંભનો ત્યાગ કરવો તે.

**૯. પરિગ્રહત્યાગ પ્રતિમા**—શુદ્ધ મન વચન કાયથી વસ્ત્ર સિવાય બીજા સંપૂર્ણ પરીગ્રહોનો ત્યાગ કરવો તે.

**૧૦. અનુમતિ ત્યાગ પ્રાતમા**—ખેતી, વ્યાપાર, ભોજન

પાણી વગેરે ગૃહ સંબંધી આરંભોમાં તથા બીજી પણ એવી ક્રિયાઓ કે જે કરવાથી હિંસા વગેરે પાપ ઉત્પન્ન થતું હોય, તેમાં પોતાની સંમત્તિ નહિ આપવી તે

૧૧ ઉદ્દિષ્ટ ત્યાગ પ્રતિમા--જેવી રીતે સંસારી મનુષ્ય ઝેરી પદાર્થને નુકશાનકર્તા સમજીને તેને છોડી દે છે તે પ્રમાણે કહીને બનાવેલાં ભોજનને સદોષ અને સાવદ્ય સમજીને છોડી દેવું, પરંતુ ફક્ત ભિક્ષા વૃત્તિથી શુદ્ધ પ્રાસુક અને ઉદ્દિષ્ટ રહિત ભોજન કરવું તે. આમ કરવાથી પાંચ ઇંદ્રિયરૂપી શત્રુ જીતી શકાય છે, ધર્મની પ્રાપ્તિ થાય છે અને અશુભ કર્મોની સંવર તથા નિર્જરા થાય છે.

આ અગીયાર રત્નના પેટારા સમાન અને અનુપમ આચરણ વાળા રાજા સમાન મહાત્માઓ ચૈતન્યની પાસે શ્રાવકના રૂપમાં આવી હાજર થઈ ગયા.

પરમ ધર્મને ધારણ કર્યો છે તથા પોતાના આત્મબળની ઉન્નતિ કરવાની અભિલાષા ઉત્પન્ન થઇ છે એવા ચૈતન્ય મહારાજાએ સર્વને જુહાર કર્યા અને પોતાની પાસે શ્રેયસાધક તરીકે રાખ્યા.



# प्रकरण १७ मुं

## * દેશવ્રતપુરમાં ચૈતન્યનો પ્રવેશ *

આ પ્રમાણે અનેક સંકટોને સહન કરીને, મોહની અનેક પ્રપંચજાળોને તોડીને, કપીંણુ કાવત્રાંઓમાંથી છટકીને અને યમરાજ તુલ્ય દુષ્ટ દુશ્મનોને પટકીને ચતુર ચૈતન્ય જીતનાં નગારાં વગાડતો વ્રતપુરના ( **પાંચમા ગુણસ્થાન** ) પ્રદેશમાં આવી પહોંચ્યો અને ત્યા પોતાના પરીવાર સહિત નિવાસ કરવા લાગ્યો.

હવે ત્યાં ચૈતન્ય ધર્મમાં દ્રઢ ભાવના રાખે છે અને હૃદયમાં વૈરાગ્ય ભાવનાનો સ્વાદ ચાખે છે. શ્રી જીનેંદ્ર ભગવાનની અનુપમ આજ્ઞાનું પૂર્ણ રીતે પાલન કરવા તત્પર રહે છે, જરા પણ વિરોધ પણે ચાલતા ડરે છે અને પંચ મહાવ્રતો મન લગાડીને પાલન કરવા તત્પર રહે છે, ગ્રહસ્થાવાસ છોડી દીધો છે અને ત્યાગના આચરણ પાળવા લાગ્યો છે, તથા હૃદયમાં પોતે કરેલાં **પાપનો** પ્રશ્ચાતાપ કરી આલોચના કરે છે.

## * વૈરાગ્યભાવનાનું ચિંતવન *

ચૈતન્ય વિચાર કરે છે "હે આત્મા ! તેં મિથ્યાત્વ દશા વિષે અનેક પ્રકારનાં પાપ કીધાં કે જે વર્ણવી શકાય તેટલાં નથી **રાગ દ્વેષના પ્રસંગથી અનંત ભવમાં અનંત અપરાધ** કીધા કે જેનો પાર આવે એમ નથી."

" હે આત્મા ! તને તે વખતે જરા પણ જ્ઞાન નહોતું અને

તે દશામાં તેં **અઘોર પાપ** કીધાં અને તે પાપ પુષ્ટ થઇ આજે તને અનેક પ્રકારના દુઃખ દઈ રહ્યાં છે, પણ હવે જાગ્રત થા, જો દાવ ચુકયોતો ફરી આવો અવસર કયાં મળવાનો હતો ? ”

“ હે આત્મા ! તેં અવ્રતપણામાં વ્રત નિયમ કે પચ્ચખાણ વિના ઘણાજ અત્યાચાર કીધા અને બહુ પ્રકારના પાપ બાંધ્યા, તથા દેશવ્રતમાં પાંચ પ્રકારની સ્થાવર હિંસાના અતિચાર રૂપે પાપ બાંધ્યા, તે સંગ્રહ કરેલા **કર્મરૂપી પીશાચો** હવે ભોગવ્યા વિના કેમ પાછા જશે ? ”

હે આત્મા ! તેં મોહ નામના દુષ્ટ ચોરને તારો મિત્ર બનાવીને ખૂબ સ્નેહ બાંધ્યો, પરતુ બુરા માણસો પોતાની બુરાઈ કયારે છોડે છે ? તેજ તને અસહ્ય દુઃખ દઈ રહ્યો છે, માટે તું **મોહનો લેશ માત્ર પણ વિશ્વાસ ન રાખ,** તેને દૂરથીજ નમસ્કાર કર, તેનાથી ચેતીનેજ ચાલ, તેના પડછાયાથી પણ અભડાઇશ એવો ડર રાખ અને તેનો ગ્હેજપણ સંસર્ગ ન થવા પામે, તે માટે ખૂબ કાળજી રાખ. **જે આત્માઓએ મોહને જીત્યો છે અથવા મોહથી દૂર રહ્યા છે, તેઓજ પરમ આનંદને પામ્યા છે.**

“ હે આત્મા ! મન વચન અને કાયાના યોગે કરીને તેં કર્મનો બહોલો જથો એકઠો કર્યો છે, તે ખપાવ્યા વિના એટલે તે ભોગવ્યા વિના કેવી રીતે દૂર થવાના હતા ? જે બાંધેલા છે તે તારે પોતાનેજ ભોગવવાનાં છે. એમાં તારો કોઈ ભાગીદાર થવાનો નથી. તું ગમે તેટલો અકળાય, તોપણ તે તને છોડે તેવા નથીઃ માટે હિંમ્મત રાખ. જાગ્રત રહે અને તેઓના પંજામાંથી છુટક. ”

"હે આત્મા! પરંતુ તેમાંથી છટકવાનો અને ઓછું સહન કરવાનો એકજ રસ્તો છે કે તું **સંયમરૂપી** બખ્તરને ગ્રહણ કર, **તપસ્યારૂપી અપૂર્વ હથીયારને** ધારણ કર, અને **પરીગૃહરૂપી પીશાચને** પાણીચું આપી એકાંત સ્થાનમાં નિવાસ કર, તોજ તું એ ગાંસડે પોટલે ભરેલા કર્મને ખપાવીને જ જાળ મુકત થશે અને પરમ આનંદને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇશ. જેવી રીતે થોડું થોડું કરીને એકઠો કરેલો ઘાસનો મોટો ઢગલો માત્ર એક દિવાસળીના સંસર્ગથી ઝપાટામાં નાશ પામે છે તેવી રીતે પાપરૂપી કચરાનો ઢગલો તપરૂપી અગ્નિથી એક ક્ષણમાં બળીને ભસ્મ થઇ જશે."

આ પ્રમાણે ચૈતન્ય, વૈરાગ્યભાવનાનું ચિંતવન હૃદયમાં કરે છે, સંસારના નાશવંત ક્ષણિક ભોગોથી ડરે છે અને સયમ ગ્રહણ કરવાની અભિલાપા કરે છે, પરંતુ હવે તેની ઉમેદ કેવી ફળભૂત થાય છે તે જોવા ઇંતેજાર રહીશું કેમકે એનો પ્રતિસ્પર્દ્ધિ મોહ મહાહીણો છે અને તે સખણો બેસી રહે તેવો શ્યાણો નથી.

અજ્ઞાનરૂપી અંધકારના સમુદ્ર જેવા મોહે વિચાર્યું કે "ચૈતન્ય વ્રતપુરમાં નિરાંતે બેઠો છે અને ક્રમેક્રમે તે આગળ વધશે, તો પછી થઇજ ચુકયું! મારૂં શુરાતન શું કામનું! હવે તો એને આગળ વધતોજ અટકાવવો જોઇએ અને અનેક નવાં વિઘ્નો એવાં ઉભાં કરવાં જોઇએ કે રસ્તામાંજ તે રામ શરણ થઈ જાય!"

## ❀ પ્રતિપક્ષી મોહની પ્રપંચજાળ. ❀

ચૈતન્ય પોતે સંયમ ગ્રહણ કરવાની તૈયારી કરી રહ્યો હતો. ત્યારે મહાદુષ્ટ મોહે તેમાં વિક્ષેપ નાંખવાને પોતાની **પ્રપંચજાળ** પાથરવી શરૂ કરી. સંયમ ગ્રહણ કર્યું કે ચૈતન્યનો આગળ વધવાનો

માર્ગ પ્રમત્તપુર (છઠ્ઠું ગુણસ્થાન) હતું. અને તે રસ્તામાં આવતાંજ તેને અટકાવવાના ઇરાદાથી મોહે માર્ગમાંજ પોતાના **પ્રત્યાખ્યાન** નામના પ્રબળ સુભટને આગેવાન કરીને શુરવીર યોદ્ધાઓના સમુહવાળી ટુકડીને માર્ગ રોકીને પડાવ નાંખવાની આજ્ઞા કરી.

મોહના અજ્ઞાન કિંકરો એક તરફ તો રસ્તો રોકીને પડયા છે, ત્યારે બીજી યુક્તિ તેણે એ ચલાવવા માંડી કે પોતાના વિશ્વાસુ અને છુપી પોલીશની માફક કામ કરનારા શુરવીર સુભટોને વ્રતપુરમાં ગુપચુપ ઘુસી જઈ ચૈતન્યના લશ્કરમાં સામેલ થઈ તેની હિલચાલ ઉપર બારીક તપાસ રાખવાની તથા ત્યાં નવા નવા ઉપદ્રવો ઉભા કરવાનો હુકમ કર્યો.

આટલું કરીને પણ મોહ કાંઇ ધરાયો નહિ. તે પોતે પણ બીજું તમામ લશ્કર લઈ વ્રતપુરના દરવાજા બહાર આવીને **ગળીયા બળદની માફક** પડાવ નાંખીને પડયો, કેમકે ચૈતન્ય વ્રતપુરમાંથી આગળ પગ કાઢવા પામે નહિ, અને નીકળવા પ્રયત્ન કરે તો ત્યાંજ તેને અટકાવ કરી શકાય. એવા એવા અનેક ઇરાદાથી પોતાની પ્રપચજાળની બાજી બીછાવી મોહ અનેક તર્કવિતર્ક ગોઠવ્યા કરે છે અને ગમે તેમ કરીને પણ ચૈતન્યને હેરાન કરવો એજ તેની અભિલાષા હતી. વળી તે શેખચલ્લીની માફક વારેવારે એવા પણ હવાઇ કિલ્લા જેવા વિચાર કરતો કે "જો કદાચ અહિંથી છટકીને ચૈતન્ય **પ્રમત્તપુરમાં** દાખલ થઈ જશે, તો ત્યાંથી પણ તેને આગળ વધવા દઇશ નહીં. ત્યાંજ તેને ખૂબ હેરાન કરીશ. ત્યાંથી તેને એક ક્ષણ પણ બહાર ફરકવા દઈશ નહીં. અને મિથ્યાત્વ

રૂપી **મહા પલીતને** તેના દરબારમાં દાખલ કરીને ખૂબ ખલલ ઉભી કરીશ અને મારૂં વેર લઇશ. એ ચૈતન્ય હવે મારી માથે યુદ્ધ કરીને કેવી રીતે જીતી જાય છે અને કેવી રીતે આગળ વધી શકે છે તેજ હું જોઉં છું જો કદાચ તેમાં પણ એ ફાવ્યો તો એની પાસે જે શુદ્ધિ અને બુદ્ધિ નામની અપૂર્વ શક્તિ છે, તે દગાથી છીનવી લઇશ એટલે પછી એનું પરાક્રમ શું ચાલવાનું છે?"

આ પ્રમાણે મોહ દગાફટકાના અનેક ઈલાજો અજમાવવાનો ઈરાદો બાંધી રહ્યો છે અને અનેક યુક્તિથી ચૈતન્યને પાછળ પાડી પોતાને શરણ લેવો એજ **મનોકામના** ફળીભૂત કરવાને ફાંફાં મારી રહ્યો છે.

## સુમને મેળવેલી ચિંતાયુક્ત બાતમી.

મોહનાં આ કર્પીણ કારસ્તાન અને હીલચાલની બાતમી ચૈતન્યના **સુમન** નામના દૂતે જાણી એટલે તે તરતજ પોતાના માલિક પાસે દોડી ગયો, અને તેને કહેવા લાગ્યો "મહા રાજ! એક આશ્ચર્યજનક અને નવી ચિંતા ઉપજાવનારી ખબર હું લાવ્યો છું તે સાંભળો. આપણો પ્રતિપક્ષી **મોહ** અનેક જાતના ફંદા અને પ્રપંચ જાળની ગોઠવણ કરી રહેલો છે અને ગમે તેમ કરીને તમને ફસાવવાની વેતરણ કરી રહેલો છે, માટે તમો જે કામ કરો તે ખૂબ સાવચેતીથી કરજો. ભોળપણમાં ભૂલ ખાશો, તો મોહનું ફાવી જશે અને તમો તેના ફંદામાં ફસાઈ જશો. મારૂં કાર્ય તો આપને ચેતાવવાનું છે. મેં જેવી હકિકત જોઇ તેવી આપને જણાવું છું; માટે જાગૃતિમાં રહો અને તેના આંટામાં ન અવાય એવા ઉપાય શોધો. ભૂલાવામાં અને આળશમાં ભૂલશો

અને એ દુષ્ટ ગોથું ખવાડશે તો પછી મારો દોષ કહાડશો નહિં મેં તો મારી ફરજ બજાવી છે."

આ નવીન અને ચિંતાજનક સમાચાર સાંભળી ચૈતન્ય ક્ષોભ ડર્યો નહિં તેનું હૃદય હવે વધારે દ્રઢ થયેલું હતું અને ધર્મપસાયથી **સ્થિરતાથી** અને **સત્સંગથી** કેવા કેવા શુભ ભાવ ઉત્પન્ન થાય છે તથા સુખસામગ્રી પોતાની મેળેજ આવી મળે છે, તેનો અનુભવ ક્રમે ક્રમે થતો જતો હોવાથી તે નિશ્ચળ મનવાળો બનતો જતો હતો.

## ચૈતન્યને પાંચમા ગુણસ્થાનની પ્રાપ્તિ

ચૈતન્ય હાલમાં મોક્ષસીડીના પાંચમા પગથીયારૂપ દેશવ્રતપુર નગર સુધી આવી પહોંચ્યો છે અને તેથી તે **દેશવિરતી સમ્યક્દૃષ્ટિ** કહેવાય છે. આ સ્થાનમાં **પ્રત્યાખ્યાનાવરણી** ક્રોધ, માન, માયા અને લોભનાં ઉદયથી જો કે સંપૂર્ણ સંયમ ભાવ નથી થતો, તોપણ અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માન, માયા અને લોભના ઉપશમથી શ્રાવકવ્રતરૂપ દેશ ચારિત્ર થાય છે અને તેથી એ સ્થાનને **દેશવિરત નામે પાંચમું ગુણસ્થાન** કહેવાય છે. ચોથા **અવ્રત** ગુણસ્થાનમાં જ્યારે ૧૦૪ પ્રકૃતિનો ઉદય અને ૭૭ પ્રકૃતિનો બંધ હોય છે. ત્યારે આ સ્થાનમાં આવવાથી તેમાંથી ૧૦ પ્રકૃતિ વ્યુચ્છિન્ન થઇ જાય છે એટલે **૬૭ પ્રકૃતિઓનો બંધ હોય છે.**

આ સ્થાનમાં રહેનારો જીવ દેશ વિરતી ધર્મનો ધારક હોય છે. સમ્યક્ પ્રકારે તત્વના બોધથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને તે વૈરાગ્યભાવને ધારણ કરીને **સર્વ વિરતીપણું** ઇચ્છે છે, પરંતુ તેની એ ઇચ્છાને ફળીભૂત નહિ થવા દેનાર વિરોધી પ્રત્યાખ્યાનાવરણી કષાયનો ઉદય હોવાથી તે પ્રાપ્ત થઈ શકતું નથી, પણ માત્ર

જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ દેશ વિરતી થઇ શકે છે જે સ્થૂળ હિંસા તથા મદ્ય, માંસ, મધુ વગેરેનો ત્યાગ કરે અને પંચ પરમેષ્ઠી નમસ્કાર તથા સ્મરણ વગેરે આચરે તે **જઘન્ય દેશવિરતી;** જે ક્ષુદ્ર વૃત્તિનો ત્યાગ કરે, ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરે, ધર્મની યોગ્યતાના સર્વ ગુણો ધારણ કરે, ગૃહસ્થ ધર્મને ઉચિત એવા ષટ્કર્મનું આચરણ અને બારવ્રતનો સ્વીકાર કરે અને સદાચારવાન થઈ પ્રવર્તે તે **મધ્યમ દેશ વિરતી** શ્રાવક; જે સર્વદા સચિત આહારનો ત્યાગ કરે, પ્રતિદીન એક ભુક્ત આહાર કરે, અખંડ બ્રહ્મચર્ય ધારણ કરે, હૃદયમાં નિરંતર મહાવ્રતો લેવાની ઈચ્છા રાખે અને ગૃહસ્થના ધંધાની ઉપેક્ષા કે ત્યાગ કરે તે **ઉત્કૃષ્ટ દેશવિરતી** શ્રાવક ગણાય છે.

આ સ્થાનમાં આરૂઢ થયેલા જીવનું વર્તન કેટલેક દરજ્જે સારૂં ગણાય છે અને તેને **ધ્યાનનો** સંભવ છે. અહીં ત્રણ પ્રકારનું ધ્યાન થઇ શકે છે. **આર્તધ્યાન** અને **રૌદ્રધ્યાન** મંદ હોય છે તથા **ધર્મધ્યાન** મધ્યમ રીતે વધી શકે છે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના **ચાર, ચાર પ્રકાર** છે. આર્તધ્યાનનો પહેલો પ્રકાર **અનિષ્ટયોગાર્ત્ત** એટલે નહિં ગમતા પદાર્થનો યોગ થવાથીજ જે ધ્યાન થાય તે, બીજો **ઇષ્ટ યોગાર્ત્ત** એટલે ઈષ્ટ ( ગમતા ) પદાર્થનો વિયોગ થયાથી જે ધ્યાન થાય તે, ત્રીજો **ચિંતાર્ત્ત** એટલે રોગની ચિંતાથી જે ધ્યાન થાય તે, અને ચોથો **અગ્રશૌચાર્ત્ત** એટલે અગ્રપણાથી શૌચપણે જે ધ્યાન થાય તે આર્ત્તધ્યાન કહેવાય છે, બીજા રૌદ્રધ્યાનનો પહેલો પ્રકાર **હિંસાનંદ** એટલે હિંસા કરી આનંદ માની જે ધ્યાન થાય તે, બીજો **મૃષાનંદ** એટલે મિથ્યા બોલી આનંદ માની

જે ધ્યાન કરવું તે–ત્રીજો **ચૌર્યાનંદ** એટલે ચોરી કરી આનંદ માની જે ધ્યાન થાય તે, અને ચોથો **સંરક્ષણાનંદ** એટલે પોતાનું અને પોતાના પદાર્થોનું રક્ષણ કરી આનંદમાની જે ધ્યાન કરવું તે રૌદ્રધ્યાન કહેવાય છે. આ બન્ને ધ્યાન દેશવિરત ગુણસ્થાનમાં પહેંચેલા જીવને ઉત્પન્ન થાય છે, પરંતુ જેમ જેમ દેશવિરતપણું વિશેષ દ્રઢ થતું જાય છે તેમ તેમ એ બન્ને ધ્યાનની ગતિ મંદ થતી જાય છે.

**ત્રીજું ધર્મધ્યાન** પણ આ સ્થાનમાં આવેલા જીવને જરૂર હોય છેજ અને તે ગૃહસ્થ ધર્મને યોગ્ય એવાં કાર્યમાં પ્રવર્તે છે. તે ગ્રહસ્થ ષટ્કર્મ, **અગિયાર પ્રતિમા** અને શ્રાવકનાં **બાર વ્રત** પાળવાને તત્પર રહે છે. જ્યારે ગૃહસ્થ ધર્મનું યથાર્થ રીતે પાલન કરે છે ત્યારે અવશ્ય ધર્મધ્યાન પ્રાપ્ત થાય છે, પરંતુ દેશવિરતીપણું હોવાથી તે મધ્યમ સ્થિતિમાં રહે છે. ઉત્કૃષ્ટ ધર્મધ્યાનતો જ્યારે સર્વવિરતીપણું હોય, ત્યારેજ પ્રાપ્ત થઇ શકે.

દેશવિરતી ધર્મ પણ જો શુદ્ધ રીતે સાચવીને પાળવામાં આવેતો આત્મિક ઉન્નતિનો ઉત્તમ માર્ગ મળી શકે છે, અને અધમ દશામાંથી મુક્ત થઇ અધ્યાત્મ દશાને માર્ગે પહોંચી શકે છે તથા સર્વવિરતીપણાનો દિવ્ય સ્વાદ પણ પ્રાપ્ત થઇ શકે છે.



# प्रकरण १८ मुं.



## ચૈતન્યસિંહ છઠ્ઠા સાતમા ગુણસ્થાનમાં

**સુમન** દૂતના ચેતાવવાથી ચૈતન્ય મહારાજને ઠીક અનુકૂળતા થઇ તેનો વિચાર દેશવ્રતપુરમાંથી આગળ વધવાનો હતો અને તેવી યોગ્યતા પણ તે વ્રત, નિયમ, તપ, ધ્યાન વગેરે દ્વારા મેળવી શકયા હતા. દેશવ્રતપુરથી આગળ વધવાના માર્ગમાં **પ્રમત્તવ્રતપુર** નામનું (છઠ્ઠું ગુણસ્થાન) નગર આવેલું હતું અને તેથીજ પ્રપંચી મોહે ત્યાં જવાના માર્ગમાં પોતાના ભાંગ ફોડીયા સૈનીકોને પ્રથમથીજ ગોઠવી રાખ્યા હતા, પણ આ પ્રપંચની ખબર ચૈતન્યને સુમન દ્વારા માલમ પડેલી હોવાથી તેણે બીજોજ રસ્તો શોધવા વિચાર કર્યો. કહેવત છે કે "ચેતતા નર સદા સુખી."

ચૈતન્યે પ્રમત્તપુરનો રસ્તો ઓળંગી બીજે રસ્તે થઇ **અપ્રમત્તપુર (સાતમું ગુણસ્થાન)** નગરમાં પ્રવેશ કરવા વિચાર કર્યો, અને પરમ સ્થિરતાથી મહાવ્રતોનું પાલન કરવા માંડ્યું. ધારેલી નિષ્ટા પારપાડવા તેણે પ્રમત્તપુરનો માર્ગ છોડીને પોતાના શાંત પ્રકૃતિના સૈનિકો સહિત અપ્રમત્તપુરના માર્ગે પ્રયાણ કર્યું.

## મોહરાજાનો બળાપો.

મોહના કાબેલ દૂતોને આ ચાલાકીની બાતમી તરતજ મળી ગઈ, કેમકે તેઓ મહા ખટપટીઆ અને ચકોર હતા. તેમજ હંમેશાં ચૈતન્યની તકેદારી કર્યાજ કરતાં હતા. તેઓને આ ઘટનાની ખબર મળતાં તુરતજ પોતાના હિમાયતી પાસે દોડી ગયા, પરંતુ

તેઓને પ્રત્યાખ્યાનસિંહ પોતાના ક્રોધ, માન, માયા અને લોભ વગેરે નિર્દય સુભટો સહિત, ચૈતન્યને રોકવાને માટે દડમજલ આવતો સામેજ મળ્યો. તેઓ એકત્ર થઈ લાગલાજ ચૈતન્યના સામુ ધસારો કરી ખડા થઇ ગયા અને બુમબરાડા મારી કહેવા લાગ્યા-"ક્યાં જાય છે ? શું તું હજી અમોને બાયલાજ સમજે છે કે ! શુરવીર હોય, તો સામે થઇ જા અને પછી જોઇએ છીએ કે તું કેવી રીતે આગળ એક ડગલું પણ ભરી શકે છે ?"

ગર્વથી મદમસ્ત થયેલા મોહના કિંકરોના ઉદ્ધતાઈ ભરેલાં વચનો સાંભળી ચૈતન્ય વધારે જાગ્રત બની ગયો અને તેઓને કહેવા લાગ્યો-જાઓ દુર ખશો બદમાશો ! દુષ્ટ કૃત્યના કરનાઓ ! શું તમે મને ડરપોક સમજી ડરાવવા માંગો છો ? નહિં ! નહિં ! તેમ કદિ સમજશોજ નહિં. "રાઈના પહાડ તો રાતે વહી ગયા" સમજીને દૂર ખશો, નહિં તો એમજ જાણો કે તમારૂં આવી બન્યું છે. એક ક્ષણમાં તમારો કચ્ચરઘાણ નીકળી જશે, તે ખાત્રીથી સમજજો. માટે તમારૂં મસ્તાનપણું મુકી દઈ માર્ગ મોકળો કરો."

ચૈતન્યના શ્યાણપણની સલાહ શું તે મસ્તાન મોહના દૂતોના મગજમાં ઉતરવાની હતી ? ના, કદિજ નહિ. તેઓ તો ઓર વધારે ખીજવાયા અને ચૈતન્યની સામે ઉદ્ધત થઈ લડવા લાગ્યા અને પોતાના પ્રપંચ અને કાવાદાવાથી હંસસ્વરૂપ ચૈતન્યને હેરાન કરવા નવાં નવાં તોફાનો મચાવી સામા પડી લડવા લાગ્યા.

ચૈતન્ય આથી કાંઇ ગભરાયો નહિ. તેણે સંપૂર્ણ સ્થિરતાથી ધ્યાનરૂપી ધનુષ્ય હાથમાં લઇને તપરૂપી બાણોના પ્રહાર શર

કર્યાં. બસ, થઈ ચુકયું ! જેમ અગ્નિનો નાશ પાણીવડે છે, તેમ એ તોફાની કર્મોનો નાશ **તપ** અને **ધ્યાન**વડે છે. શાંતિપ્રિય ચૈતન્યે પોતાની અપૂર્ણ શક્તિવડે **પ્રત્યાખ્યાનસિંહ**ને મૂર્છિત કરી જમીનપર પાડયો અને સરદાર પડયો તેની સાથે તેના કિંકરો પણ બેહોશ થઇ ગયા, પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ માન માયા લોભ ઉપશમ થયા એટલે ચૈતન્યને ઠીક ફાવટ આવી. તેણે તરતજ પોતાનું પ્રયાણ આગળ ચલાવ્યું અને દડમજલ કરતો અપ્રમત્તપુર નગર સમીપ આવી પહોંચ્યો.

## ❀ મોહરાજાનો ખીજવાટ. ❀

મોહને આ પોતાની પડતીના સમાચાર કિંકરોદ્વારા મળ્યા કે તે તો હાંફળો બની પોતાના સૈનિકો ઉપર ખીજવાવા લાગ્યો–"અરે મૂર્ખાઓ ! તમે બેડસાઇ તો બાર ગામની મારો છો અને નીપજતું તો તલભારે નથી. તમારા એક પછી એક સરદારોનો ઘાણ વળતો જાય અને દુશ્મન આગળ વધતો જાય, એ શું તમોને શરમ ઉપજાવે તેવું નથી ? માટે હજી પણ દોડો અને તમારૂં પાણી બતાવો, **ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો,** ઝપાટાબંધ દોડો અને તેને પકડીને જલ્દીથી મારી પાસે લાવો."

ક્રોધયુક્ત અને વાંઝણીને પણ પાનો છૂટે એવા મોહનાં વચન સાંભળી સૈનિકોમાં હિંમતનો ઉછાળો ઉભરાઇ આવ્યો, તરતજ મહાબળવાન અને કપટકળાના સ્તંભ સમાન **ધર્મરાગ, વિકથા, નિદ્રા, વિષય** અને કષાય નામના પ્રમાદના ભંડાર જેવા સરદારો તૈયાર થયા અને ઝપાટાબંધ ચૈતન્ય પાસે પહોંચી ગયા.

# ❀ પાંચે પ્રમાદની પટેલાઈ. ❀

આ પાંચ પ્રમાદો આત્માને સંસારચક્રમાં નાંખનારા છે અને અનેક જાતની ઉપાધિઓ ઉભી કરનારા છે. એનો સંયોગ ઢેડના સંયોગ જેવો છે. સાધુઓ પંચ મહાવ્રતને ધારણ કરનાર હોય પરંતુ એ પાંચમાંથી કોઈ એક પણ પ્રમાદનું સેવન કરે તો પ્રમત્ત થઈ જાય છે. જે સાધુ એક પ્રમાદથી યુક્ત હોય અને ચોથા સંજ્વલન કષાયનો ઉદય હોય તો તે પણ અંતર્મુહૂર્ત સુધી પ્રમત્ત થાય છે જો અંતર્મુહૂર્તથી વધારે પ્રમાદ સહિત વર્તે, તો તે પ્રમત્તગુણસ્થાનના છઠ્ઠા સ્થાનથી નીચે પડી જાયછે અને અંતર્મુહૂર્તમાં પાછો પ્રમાદ રહિત થઈ જાય તો ફરી અપ્રમત્ત ગુણસ્થાન ઉપર ચઢી જાય છે.

આ યુક્તિ અનુસાર ઉપર જણાવેલા પ્રમાદના પાંચે સરદારોએ ખૂબ તોફાન મચાવ્યું અને ચૈતન્યને પકડી લાવવા અનેક યુક્તિઓ ચલાવી. ચૈતન્ય ધ્યાનમાં લવલીન હતો, તોપણ તે આ દુષ્ટોના કાવાદાવા અને ઘોંઘાટથી માત્ર સ્હેજજ ધ્યાનભ્રષ્ટ થયો. બસ, થઈ ચુકયું ! દુશ્મનોને એટલુંજ કામ હતું. આંગળી જવાનો માર્ગ થયો કે હાથ ઘાલવો સ્હેલો થઇ પડે છે, તેમ જરાક ગફલત ખાધીકે તરતંજ તે દુષ્ટો ચૈત્યનને ઓચી પકડી પ્રમત્તપુરમાં ખેંચી લાવ્યા. ધાર્યું ધૂળમાં મળી ગયું અને ચૈતન્યભાઇ ધક્કા ખાતા પાછા આવ્યા. કહેવત છે કે-" બહુ દોડે તે જલ્દી થાકે અને ક્રમેક્રમે માર્ગ કાપે તે ઇચ્છિત સ્થાને વગર હરકતે પહોંચી જાય"

આ સમયે ચૈતન્ય ધર્મધ્યાનમાં લીન હતો, પણ ધર્મધ્યાનમાં

સાલંબન અને નિરાલંબન એવા બે ભેદ છે. ધ્યેય વસ્તુને આલંબન સહિત ચિંતવવામાં આવે તે **સાલંબન** ધ્યાન અને કોઇપણ જાતના આલંબન વિના શુદ્ધ રીતે ધ્યેય વસ્તુનું ચિંતવન થતું હોય તે **નિરાલંબન**ધ્યાન કહેવાય. જ્યાં સુધી પ્રમાદ હોય ત્યાં સુધી નિરાલંબન ધ્યાન હોતુ નથી કારણકે પ્રમત્ત ગુણસ્થાનમાં મધ્યમ ધર્મધ્યાનની પણ ગૌણતા કહેલી છે.

## ❀ ધર્મધ્યાનનું વિશેષ સ્વરૂપ ❀

ધર્મધ્યાનના ચાર પ્રકાર **આજ્ઞા, અપાય, વિપાક** અને **સંસ્થાન** એ નામથી ઓળખાય છે. "સર્વજ્ઞ અર્હંત પ્રભુએ પ્રવચનદ્વારા જે આજ્ઞા અને કથન કરેલું છે, તે સત્ય છે. જે વસ્તુનું યથાર્થ સ્વરૂપ મારા સમજવામાં આવતું નથી તે મારી બુદ્ધિની મંદતા છે, અથવા દુષમકાળનો પ્રભાવ તેમજ સંશય છેદનાર ગુરૂનો અભાવ ઇત્યાદિ છે, તેમજ અર્હંતપ્રભુ નિઃસ્વાર્થ, એકાંત હિતકારી અને અમૃષાવાદી છે, તેમણે જે કથન કરેલું છે તે યથાર્થ છે" એવું ચિંતવવું તે **આજ્ઞાવિચય ધર્મધ્યાન.**

આ લોકમાં રાગ, દ્વેષ, કષાય વગેરે આશ્રવોથી આલોક પરલોકમાં ( કષ્ટ ) ઉત્પન્ન થાય છે અને તે મહા અનર્થના હેતુ-રૂપ છે" એમ ચિંતવવું તે **અપાયવિચયધર્મધ્યાન** છે. "ક્ષણે ક્ષણે કર્મના ફળનો વિચિત્રરૂપે ઉદય થાય છે, તેનાથી આત્માને સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. તે ભોગવતાં હર્ષ શોક કરવો નહિ અને એ પૂર્વકૃત કર્મનો વિપાક છે" એમ સમજવું તે **વિપાક-વિચયધર્મધ્યાન** છે. " આ લોકસંસ્થાન પુરૂષાકારે છે, અનાદિ

અને અનંત છે, તેની અંદર રહેલા સર્વ પદાર્થો ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ છે" એવું ચિંતવવું તે **સંસ્થાનવિચયધર્મધ્યાન** કહેવાય છે.

આ પ્રમાણે આલંબન યુક્ત ધર્મધ્યાન પ્રમત્ત ગુણસ્થાનમાં ગૌણરૂપે હોય છે, પરંતુ સપ્રમાદ હોવાથી મુખ્યતા નથી. એ સ્થાનમાં સંજ્વલન અને નોકષાયનો તીવ્ર ઉદય હોવાથી સંયમભાવ તથા મલજનક પ્રમાદ એ બન્ને યુગપત્ હોય છે. જો કે સંજ્વલન અને નોકષાયનો ઉદય ચારિત્ર ગુણનો વિરોધી છે, તોપણ પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉપશમ થવાથી પ્રાદુર્ભૂત સકળસંયમને ઘાતવામાં સમર્થ નથી, તેથી ઉપચારથી સંયમનો ઉત્પાદક કહ્યો છે અને તેથીજ આ ગુણસ્થાનવર્તી મુનિને **પ્રમત્તવિરત** અથવા ચિત્રલાચરણી કહેવાય છે.

## ચૈતન્યને ઉપજેલી ચિંતાઓ.

પ્રમત્તપુરમાં ખેંચાઈ આવેલો ચૈતન્ય આંખ ખોલી જુએ છે, તો તેને માલમ પડ્યું કે "આ તો પ્રમત્તપુર દેશ છે અને આ દુષ્ટો તો મને વાતની વાતમાં અને આંખના પલકારાની માફક અહીં ખેંચી લાવ્યા. આહા ! આ શું થઇ ગયુ ! મારી ગોઠવેલી બાજી પલકમાં પાયમાલ થઇ ગઇ ! મને સુમને પ્રથમથીજ ચેતાવ્યો હતો અને તેજ પ્રમાણે એ દુષ્ટ સેતાનોએ મને ફસાવ્યો. હવે એ પ્રમાદી પુતળાંઓનાં પંજામાંથી છૂટકવાની યુક્તિ શોધી કહાડવી જોઇએ, અને એ લોકોને સજ્જડ નસીયત આપવી જોઇએ કે ફરીથી સામે થવા ઉંચી ગરદન કરે નહિ, પરંતુ તે પહેલાં મારે તે દેશમાં નિર્વિઘ્ને રહી શકાય તેવી લાયકાત પ્રાપ્ત કરવી જોઇએ. એ

અધમો મને ખેંચી લાવવા વિજયી નિવડ્યાં, તેના કારણમાં મારી કંઇક ખામી જરૂર હોવી જોઇએ અને તે ખામી દૂર કર્યા સિવાય હું આગળ વધવા પ્રયત્ન કરૂં તે મારી ભૂલજ ગણાય."

અપ્રમત્તપુરમાં નિશ્ચિંતપણે રહી શકાય, તે માટે ચૈતન્યે **અઠ્ઠાવીસ મૂળગુણ** ધારણ કર્યા, **બારપ્રકારની તપસ્યા** કરવા લાગ્યો, **બાવીસ પરીષહો** સહન કરવા લાગ્યો, અને સંપૂર્ણ દયા રાખી મુનિના આચાર પાળી રાત્રિદિવસ શાંતિથી ધર્મધ્યાનમાં સમય વ્યતીત કરવા લાગ્યો.

**❀ મોહે મચાવેલો ખલભલાટ:— ❀**

આ તરફ ચૈતન્ય જ્યારે આગળ વધવા કોશીશ કરી રહ્યો છે અને અપ્રમત્તપુર તાકીદે પહોંચવા તૈયારી કરી રહ્યો છે, ત્યારે બીજી તરફ પેલા ખારીલા મોહના પેટમાં કાંઇ જુદાજ આમળા ગોટા વળી રહ્યા છે અને કેમ કરીને તેને પાયમાલ કરવો, તેની તજવીજ ચાલી રહી છે. તેણે તરતજ પોતાના કલેશ બહાદૂર કિંકરોને દોડાવ્યા, તેઓએ આવીને ચૈત્યનને ધ્યાનથી ભ્રષ્ટ કરવા અનેક યુક્તિ અને તોફાન મચાવવાં શરૂ કર્યાં તથા એકાગ્ર ચિત્તથી ડામાડોળ બનાવવા અનેક પ્રકારના કાવાદાવા કરવા લાગ્યા, પરંતુ **ઠોકર ખાઈ ખાઇને રીઢો બનેલો ચૈતન્ય હવે બહુ સંભાળથી ચાલવા લાગ્યો.** જેમ હાંલ્લું ચૂલે ચઢી ચઢીને રીઢું થાય, તેમ માણસ દુઃખ આપત્તિ વેઠી વેઠીને રીઢું થાયછે.

**ચૈતન્યે કરેલું આત્મજ્ઞાન અને નિજસ્વરૂપનું ચિંતવન.**

**❀ ❀**

ચૈતન્યે જોયું કે—મોહના દુષ્ટ દૂતો હજી મારો પીછો છોડતા

નથી અને તેઓના વર્તનથી સાફ જણાય છે કે તેઓ મને આગળ વધવાના માર્ગમાં અનેક વિઘ્નો ઉપસ્થિત કરશે, માટે હવે એ દુષ્ટોને ભિષ્ટિત અને હલકા કર્યા સિવાય આગળ વધવું એ જાણી જોઇને કુવામાં પડવા જેવું ગણાય." આમ વિચારીને **આત્મજ્ઞાન અને નિજસ્વરૂપનું ચિંતવન** કરવામાં પોતાનું ધ્યાન રોક્યું અને સ્થિરતાથી **ધર્મતત્વના અભ્યાસમાં લવલીન** થઇને પૂર્ણ જોશથી **ધ્યાનરૂપી અગ્નિ** પ્રજ્વલિત કરી, જેથી મોહની ખળભળાટ મચાવતી કેટલીક શક્તિઓ બળીને ભસ્મ થઇ, કેટલીક અર્ધદગ્ધ થઇ અને કેટલીક નિર્બળ થઇ. આમ થવાથી ચૈતન્યને હવે ઠીક ફાવટ આવી; દુસ્મનોને રફેદફે અને આકુળવ્યાકુળ સ્થિતિમાં સપડાયલા જોઈ પોતાના આત્મિક બળનો ઉપયોગ કરીને તે તુરતજ વિના હરકતે **અપ્રમત્તપુરમાં** પહોંચી ગયો.

આ હિંગામમાં મોહના નર્ક, તિર્યંચ અને દેવાયુ નામના ત્રણ ભાંગફોડીઆ હરકતખોરા સુભટો ઉપશમિત થયા અને પ્રમાદના સર્વે સુભટો જેઓ દંડુકીઆ થઈ પ્રમત્તપુરમાં ફસાવવા આવ્યા હતા તેમણે **સખ્ત હાર** ખાધી.

## ❀ ચૈતન્યનું અપ્રમત્તપુરમાં પહોંચવું ❀

હવે ચૈતન્યનો આગળ વધવાનો માર્ગ કાંઇક સુલભ થયો. તેણે અપ્રમત્તપુરમાં રહીને અનેક નવી નવી શક્તિઓ સિદ્ધ કરવા પ્રયત્ન આરંભ્યો. તેઓ નિશ્ચલ મનથી, શુભભાવનાથી અને એકાગ્ર ચિત્તથી ધર્મધ્યાનમાં સમય વ્યતીત કરે છે અને આહાર, વિહાર અને વિલાસ વગેરે ભાવોને તજી દીધા છે, મુનિની સંપૂર્ણ ક્રિયા

પાળે છે અને સાલંબન ધ્યાનનો ત્યાગ કરી નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરવાનો આરંભ કરે છે. આ મહાન્ લાભ મોહનીય કર્મના દુષ્ટ દૂતોના ઉપશમથી અને ક્ષયથીજ મેળવી શકાય છે.

આ સ્થાનમાં પહોંચેલા મુનિના આચરણ ભાવ અને ધ્યાન ઉંચ્ચ પ્રકારના હોય છે. તેઓ પંચ મહાવ્રત સંપૂર્ણ રીતે પાળે છે, સર્વદા આગમનો સ્વાધ્યાય કરે છે, મનોવૃત્તિને સ્થિર કરે છે અને એકાગ્ર ધ્યાનવાન તથા મૌનવાન થઇ પૂર્વોકત મોહનીય કર્મનો ક્ષયોપશમ કરી નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરવા ઉત્સુક થાય છે.

સાલબન ધ્યાનનો ત્યાગ કરી નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરનારા યોગીઓ ત્રણ પ્રકારના કહેવાયછે. પ્રારંભક, તન્નિષ્ટ અને નિષ્પન્ન યોગ.

૧. પ્રારંભક—જેઓ સ્વાભાવિક રીતે કે કોઇના સંસર્ગથી વિરતીની પરિણુતી પ્રાપ્ત કરી એકાંતે બેસી મર્કટ જેવા ચપળ મનને રોકવા દ્રષ્ટિને નાશિકાગ્રે રાખી વીરાસને બેસી વિધિયુક્ત સમાધિનો આરંભ કરે તે.

૨. તન્નિષ્ટ—પ્રાણુ-વાયુ, આસન, ઇંદ્રિયો, મન, ક્ષુધા, તૃષા અને નિદ્રાનો જય કરી, અંતરમાં તત્વનું ચિંતવન કરે અને સર્વ પ્રાણી ઉપર પ્રમોદ, કરૂણા અને મૈત્રી ભાવના ધારણ કરે તે.

૩. નિષ્પંન્નયોગ—જેમાં અંદર અને બહાર સંકલ્પ-વિકલ્પના કલ્લોલ ઉદ્દ્ભવતા નથી અને સંપૂર્ણ શુદ્ધ વિદ્યારૂપ કમલિની ખીલી રહી છે, એવા જેના માનસ-મંનની અંદર નિર્લેપ એવો હંસ-આત્મા સતત અમૃતનું પાન કરે છે તે.

આવા યોગીઓ અપ્રમત્તગુણસ્થાનમાં રહી નિરાલંબન ધર્મધ્યાનના અધિકારી બને છે. ધર્મધ્યાનમાં વર્તનાર આત્માને **મૈત્રી**, **પ્રમોદ**, **કારૂણ્ય**, અને **માધ્યસ્થ** નામની ચાર ભાવના હોય છે. સર્વે જીવ સાથે પ્રેમભાવ ચિંતવવો, ભલું ચાહવું અને હિતબુદ્ધિ રાખવી તે **મૈત્રી**. ગુણીજનનું, જ્ઞાનીજનનું, તેમજ ઉત્તમ જીવોના શુભ કાર્યોથી તેઓનું બહુ માન કરવું અને હર્ષ કરવો તે **પ્રમોદ**. દીન તથા દુઃખી પ્રાણીઓ તરફ દયા લાવવી, શુભ ચિંતન કરી એવું દુઃખ દૂર કરવું અને અધર્મીને ધર્મ પમાડવાની અભિલાષા તે **કરૂણા**. અને હિંસાથી અધર્મ કરનારા પ્રાણી તરફ તેમજ દેવગુરૂ ધર્મની નિંદા કરનારા દુષ્ટ આશયવાળા જીવોનું બુરૂં નહિ ચાહતાં તેઓ પોતાને કર્મ ને વશ છે, એમ વિચારી તેઓપર રાગદ્વેષ નહિ રાખી મધ્યમ પરિણામે વર્તવું તે **માધ્યસ્થ**.

વળી આ સ્થાનમાં નિવાસ કરનાર યોગીને ચાર પ્રકારનું **પદસ્થ**, **પિંડસ્થ**, **રૂપસ્થ**, અને **રૂપાતિત** નામનું ઉચ્ચ ધ્યાન પણ ઉપાદેય છે. [1]**પદસ્થ** જેમાં પંચપરમેષ્ટીના ગુણનું સ્મરણ કરી તેમની વાણી વ્યાપારરૂપે ધ્યાન કરવી તે. [2]**પિંડસ્થ**–જેમાં પોતાના શરીર ધારી જીવમાં પંચ પરમેષ્ટીના ગુણોની ધારણા કરવામાં આવે તથા ગુણીના ગુણરૂપ પિંડનું ચિંતવન થાય તે, [3]**રૂપસ્થ** જેમાં રૂપમાં રતા છતાં પણ "આ મારો આત્મા અરૂપી અને અનંતગુણી છે, પરંતુ તે શ્રી અરિહંતના અતિશયોનું અવલંબન કરી તે સ્વરૂપની સાથે આત્મસ્વરૂપની એકતા કરવાનો અધિકારી છું" એવું ચિંતવવું તે. [4]**રૂપાતિત**–જેમાં નિરંજન, નિર્મળ, નિર્વિકલ્પ, (સંકલ્પવિકલ્પરહિત) અભેદ, એક શુદ્ધ સત્તા સ્વરૂપ,

ચિદાનંદ તત્વામૃતરૂપ, અસંગ, અખંડ અને અનંતગુણપર્યાયરૂપ આત્મસ્વરૂપનું ચિંતવન થાય તે. આ રૂપાતિત ધ્યાન ઉપર વર્ણવેલા બીજાં કરતાં ઉત્કૃષ્ટ ધર્મધ્યાન છે, પરંતુ તે શુકલધ્યાનરૂપ હોવાથી આ સ્થાનમાં ગૌણપણે અંશ માત્ર રહે છે.

આં સ્થાનમાં **સંજ્વલન** અને **નોકષાયનો** મંદ ઉદય થવાથી પ્રમાદ રહિત સમયભાવ થાય છે, તેથી આ ગુણસ્થાનવર્તી મુનિને અપ્રમત્તવિરતી કહે છે.

એમાં બે ભેદ છે. **સ્વસ્થાનઅપ્રમત્તવિરત** અને **સાતિશયઅપ્રમત્તવિરત.** હજારો વખત છઠ્ઠામાંથી સાતમામાં અને સાતમામાંથી છઠ્ઠા ગુણસ્થાનમાં જાય, તેને **સ્વસ્થાનઅપ્રમત્તવિરતિ** કહે છે અને જે અનુક્રમે શ્રેણી ચઢવાની સન્મુખ હોય, તેને **સાતિશયઅપ્રમત્તવિરતિ** કહેવાય છે. આવી શ્રેણી ચઢવાને ક્ષાયિક સમ્યગ્દ્રષ્ટિ અને દ્વિતીયોપશમ સમ્યગ્દ્રષ્ટિજ પાત્ર છે. પ્રથમોપશમ અને ક્ષાયોપશમિક સમ્યકત્વવાળા શ્રેણી ચઢી શકતા નથી, પરંતુ અનંતાનુબંધીકષાયનું વિસંયોજન તથા દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિનો ઉપશમ કરીને કે ક્ષય કરીને દ્વિતીયોપશમ કે ક્ષાયિક **સમ્યગ્દ્રષ્ટિ** થાય, ત્યારે શ્રેણી ચઢવાને લાયક થાય છે.

જ્યાં ચારિત્રમોહનીયકર્મની બાકી રહેલી ૨૧ પ્રકૃતિયોનો ક્રમથી ઉપશમ તથા ક્ષય કરાય, તેને શ્રેણી કહેવાય છે. શ્રેણીના બે ભેદ છે, **ઉપશમશ્રેણી** અને **ક્ષપકશ્રેણી.** ચારિત્રમોહનીય કર્મની ૨૧ પ્રકૃતિયોનો ઉપશમ કરાય તેને **ઉપશમશ્રેણી** અને ક્ષય કરાય તેને **ક્ષપકશ્રેણી** કહે છે. આ બન્ને શ્રેણીઓમાં ક્ષાયિક સમ્યગ્દ્રષ્ટિ ચઢી શકે છે અને દ્વિતીયોપશમ સમ્યગ્દ્રષ્ટિ ઉપશમ-

શ્રેણીજ ચઢી શકે છે. ઉપશમ શ્રેણીને આઠમું, નવમું, દશમું અને અગ્યારમું ગુણસ્થાન છે અને ક્ષપકશ્રેણીને આઠમું, નવમું દશમું અને બારમું ગુણસ્થાન છે.

ચારિત્રમોહનીયકર્મની ૨૧ પ્રકૃતિયોને ઉપશમાવવાને તથા ક્ષય કરવાને માટે આત્માના અધઃકરણ, અપૂર્વકરણ, અને અનિવૃત્તિકરણ નામના ત્રણ પરિણામો નિમિત્ત કારણ છે.

### ચૈતન્યની ચઢતીથી મોહની બળત્રા

મહારાજા ચૈતન્યે આ (સાતમા) સ્થાનમાં પ્રથમ કરણનો અભ્યાસ કર્યો અને આગળ વધવા માટે ધીમે ધીમે ચારિત્રસ્વરૂપે બીજા ઉત્તમ કરણોને ચિંતવવા લાગ્યા. ચૈતન્યને આગળ વધતો જોઈ મોહ બળી જળીને ખાખ થઈ જતો અને તક મળતાં સૈન્ય લઇ સામે પણ થઈ જતો, પરંતુ હવે તેનું જોર અને ફીનો નરમ પડી ગયલો હોવાથી તે ફાવી શકતો નહી.



## प्रकरण १९ मुं

### ચૈતન્યનો આઠમા ગુણસ્થાનમાં પ્રવેશ.

પ્રચંડ પરાક્રમી અને મસ્તાન મોહને પરાજિત કરનાર બહાદુર ચૈતન્ય મહારાજે પોતાના મહાન બુદ્ધિવાન અને ચાલાક લડવૈયા સહિત અપ્રમત્તપુરમાંથી કૂચ કરી.

આ વખતે ચૈતન્યનો ઉત્સાહ ઠાઠ અને દેખાવ કાંઇ ઓરજ

હતો. તેઓ દડમજલ માર્ગ કાપતા નિડરતાથી આઠમા અપૂર્વકરણનગર સમીપ આવી પહોંચ્યા. માર્ગમાં શ્વાનસ્વભાવી મોહે અટકાવ કરવા ઘણા ફાંફાં માર્યા, પરંતુ તેનું સઘળું તોફાન નકામું ગયું, કેમકે હવે તેની પાસે જે સૈનિકો રહ્યા હતા, તે નિર્માલ્ય જેવા હતા, તોપણ **"મીયાં પડે પડે, પણ ટાંગ હલાવ્યા કરે"** તેમ પોતાના બનતા પ્રયત્નો અજમાવ્યા વિના તે ચુકતો નહિં.

મોહના તરકટ અને ઉપસ્થિત કરેલા ઉપદ્રવોને જેમ પ્રચંડ વાયુ વાદળાંઓને વિખેરી નાંખે છે, તેમ વિખેરી નાંખી ચૈતન્ય મહારાજે અપૂર્વ આનંદથી નગરમાં પ્રવેશ કર્યો. આહા! શું આ નગરની શોભા! જેવું નામ તેવુંજ અપૂર્વ ઠામ!

## અપૂર્વકરણ ગુણસ્થાનની રચના.

આ નગર અપૂર્વકરણ ગુણસ્થાનના નામથી ઓળખાય છે. આ નગરમાં નિવાસ કરતા આત્માઓને અપૂર્વ એવા આત્મગુણની પ્રાપ્તિ થાય છે અને તેથીજ એનું નામ અપૂર્વકરણ એટલે અપૂર્વ કારણને સિદ્ધ કરનારૂં પડ્યું હોય, તો તે વાસ્તવિકજ છે. આ રમણીય સ્થાનમાં હીરા રત્નથી જડિત હોય એવા પાંચ આગારો ઝળકી રહ્યાછે અને તેથી એવું સુચન થાય છે કે આ નગરમાં નિવાસ કરનાર મહાત્માને રસઘાત, સ્થિતિઘાત, ગુણશ્રેણી, ગુણસંક્રમ અને અપૂર્વસ્થિતિબંધ એ પાંચ મહાન્ લાભો પ્રાપ્ત થાય છે, પરંતુ એ લાભ ચારિત્રમોહનીયની ૨૧ પ્રકૃતિનો ઉપશમ તેમજ ક્ષય કરવા માટે અત્યંત શુદ્ધ અધ્યવસાયથી ઉલ્લસિત થવાથીજ મળી શકે છે. વળી આ નગરની બે બાજુ પ્રકાશમય પંક્તિઓ શોભી

રહેલી છે અને તે સીડી સમાન બે પ્રકારની ગુણશ્રેણી (ઉપશમ શ્રેણી અને ક્ષપકશ્રેણી) છે, પરંતુ એ શ્રેણી ઉપર ચઢવા માટે અપૂર્વકરણનો સંપૂર્ણ અભ્યાસ કરી લાયકાત પ્રાપ્ત કરવી જોઇએ. અપૂર્વકરણના અભ્યાસી આત્માઓ જો પ્રથમ અંશથીજ ઉપશમક હોય, તો ઉપશમ શ્રેણી ચઢી શકે છે અને ક્ષપક હોય તો ક્ષપક શ્રેણી ચઢી શકે છે.

આ સ્થાને પ્રશ્ન ઉત્પન્ન થાય કે ઉપશમક અને ક્ષપક એટલે શું ? અને એવી યોગ્યતા મેળવવા માટે કેવા ગુણો પ્રાપ્ત કરવા જોઇએ ?

## ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણીનું સ્વરૂપ.

જેઓ પૂર્વગત શ્રુતના ધારક, નિરતિચાર ચારિત્રવાળા અને પ્રથમના ત્રણ સંહનનથી યુક્ત હોય તથા શુકલ ધ્યાનના પ્રથમ પાયાનું ધ્યાન કરે તે મુનિ ઉપશમક કહેવાય, અને તેઓ ઉપશમ-શ્રેણી પ્રાપ્ત કરી શકે છે. એવા મુનિ જો અલ્પ આયુષ્યવાળા હોય, તો કાળધર્મ પામ્યા પછી પાંચ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે; પણ જેમને પ્રથમ સંહનન હોય તેઓજ અનુત્તર વિનાનમાં ઉત્પન્ન થાય છે. બીજા સંહનનવાળા તેમ થતા નથી. સેવાર્ત સંહનનવાળા ચોથા મહેંદ્ર દેવલોક સુધી જઈ શકે છે, બાકીના કીલિકાદિ ચાર સંહનનવાળા બબ્બે દેવલોક ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા ગમન કરી શકે છે. પ્રથમ સંહનનવાળા મોક્ષ સુધી ગમન કરી શકે છે. તથા સર્વાર્થસિદ્ધ વિમાનમાં પણ ઉત્પન્ન થઇ શકે છે.

ચર્મશરીરી એટલે જેનું છેલ્લું શરીર છે. આયુષ્ય બાંધેલું નથી એવા અલ્પકર્મી ક્ષપક મુનિને ચોથા ગુણસ્થાનમાં

નરકાયુનો, પાંચમામાં તિર્યંચાયુનો, અને સાતમામાં દેવાયુનો ક્ષય થઈ જાય છે. તે પછી તે મુનિને ૧૩૮ કર્મપ્રકૃતિનીજ સત્તા રહે છે, ત્યારે તે આઠમા ગુણસ્થાનમાં આવે છે. ત્યાં ઉત્કૃષ્ટ રૂપાતિત **ધર્મધ્યાનનું વારંવાર સેવન** કરતાં અભ્યાસરૂપ થઈ જવાથી **તત્વપ્રાપ્ત** થાય છે. વળી એ આઠમા સ્થાનમાં આવેલો આત્મા પૃથક્ત્વવિતર્કસપ્રવિચાર નામના **શુકલ ધ્યાનના** પ્રથમ પાયાનું ધ્યાન કરે છે અને એવું ધ્યાન કરવા મુનિ વજ્રર્ષભનારાચ સંહનન યુક્ત હોય છે કે જે સંહનન તેઓની આત્મિક ઉન્નતિમાં ઉપયોગી થઈ પડે છે. આ સ્થાનમાં ક્ષપક યોગીઓ વ્યવહાર અપેક્ષા ધ્યાન કરવા યોગ્ય થાય છે. તેઓ નિબિડ હઠ નિશ્ચલ **પર્યંકાસન** કરે છે. કેમકે આસનજય એજ ધ્યાનના પ્રથમ પ્રાણ છે. **પર્યંકાસન** જંઘાના અંધો ભાગમાં બન્ને પગ ઉપર રાખવાથી થાય છે તેમ કેટલાક **સિદ્ધાસન** પણ કરે છે. જે આસનથી ચિત્તની સ્થિરતા થાય, એવું ગમે તે પ્રકારનું આસન વાસ્તવિક છે.

### ❀ પ્રાણાયમ અથવા વાયુરૂંધનનું સ્વરૂપ ❀

આવા યોગીઓ ધ્યાન સમયે નાસિકાના અગ્રભાગે દ્રષ્ટિ સ્થિર કરી અર્ધ વિકસીત નેત્ર રાખે છે અને તે સમયે મન, ચિત્ત અને અંતઃકરણના સંકલ્પવિકલ્પરૂપ વ્યાપાર બંધ કરે છે. કોઈ જાતની ઇચ્છા હોતી નથી. માત્ર આ રેંટના ફેરા સમાન સંસારનો ઉચ્છેદ કરવાનોજ ઉદ્યમ હોય છે. કેમકે ભવઅટવીનો છેડો શોધવાની અભિલાષાવાળા **ધ્યાનસ્થ યોગીનેજ યોગની સિદ્ધિ** થાય છે. તે મહાન્ યોગીઓ **પ્રાણાયમ**દ્વારા પોતાના પ્રાણનો રોધ કરે છે. પ્રાણાયમના પુરક રેચક

અને કુંભક એવા ત્રણ પ્રકાર બને છે બહારના બાર આંગળ સુધીના પવનને આકર્ષી શ્વાસ વડે પુરવો તે પુરક, નાભિ કમલના ઉદરથી હળવે હળવે પવનને ઉચ્છાસવડે બહાર ખાલી કરવો, તે રેચક અને પવનને રોકી ઘડારૂપે અતિશય સ્થિર કરવો તે કુંભક કહેવાય છે.

## મન વશ કરવાનો ઉપાય.

આ પ્રમાણે ત્રિવિધ પ્રકારે પવનને જીતવાથી મન વશ થઇ શકે છે, કારણકે જ્યાં મન છે ત્યાં પવન છે અને જ્યાં પવન છે ત્યાં મન રહેલું છે. પવનના વિજયથી આકુંચન તથા **નિર્ગમન** સાધીને વાયુનો સંગ્રહ અને ચિત્તનું એકાગ્રપણું થવાથી **સમાધિ** વિષે નિશ્ચલતા પ્રાપ્ત થાય છે. ક્ષપકશ્રેણીપર આરોહણ કરનાર ક્ષપકયોગીઓએ પ્રાણાયમનો ક્રમ અવશ્ય રાખવો જોઇએ. પ્રાણાયમ શિવાય ક્ષપકશ્રેણીપર આરોહણ થઈ શકે નહિ, કેટલીક વખતે પ્રાણાયમ વિના પણ ક્ષપક શ્રેણીપર ચઢી શકેછે, પરંતુ તે સમયે ક્ષપક પુરૂષનો ઉત્તમ ભાવજ કારણરૂપ છે દ્રવ્ય અને ભાવમાં ભાવનીજ પ્રધાનતા છે. પ્રાણાયમ વગેરે તો હથિયારરૂપી સાધનો છે. તત્વથી તો ભાવજ મુખ્ય શ્રેષ્ઠ છે.

## ચૈતન્યનો શુકલ ધ્યાનમાં પ્રવેશ.

મહારાજ ચૈતન્યે આ અપૂર્વ અને ઉત્તમ આનંદમયી સ્થાનમાં જ્ઞાન, ધ્યાન અને સમાધિનો સારો યોગ મેળવ્યો, પ્રાણાયમ વગરે ક્રિયાઓ નિશ્ચલ મનથી કરવા માંડી અને બહોળા પરિવર્તનમાં આગળ કોઇ વખત પણ ઉત્પન્ન

થયાં નહોતાં તેવાં ઉત્કૃષ્ટ પરિણામો અને ભાવ આ સ્થાનમાં ઉત્પન્ન થયાં. વળી શુક્લધ્યાનના પ્રથમ પાયાનો અભ્યાસ અહીં શરૂ થાય છે. એ પહેલા પાયાનું નામ **સપૃથક્ત્વસવિતર્કસવિચાર** છે, અને એના ત્રણ વિભાગ છે. **સપૃથકત્વ** એટલે પૃથકત્વ સહિત જેમાં વર્તન થાય, અને દ્રવ્ય ગુણ પર્યાયાદિથી અન્યપણું રહે. **સવિતર્ક** એટલે વિતર્કસહિત વર્તન થાય, અને જેમાં શ્રુત શાસ્ત્રની ચિંતા રહે. **સવિચાર** એટલે વિચારસહિત વર્તન થાય અને શબ્દ અર્થ તથા યોગાંતરમાં સંક્રમણ કરવાના વિચાર ઉત્પન્ન થાય.

એ ધ્યાન ધરતાં અંતરંગ ધ્વનિરૂપ વિતર્ક થાય છે. કેમકે નિર્મલ પરમાત્મતત્વના અનુભવમય ભાવગત આગમના અવલંબનથી સવિતર્ક ધ્યાન છે. તે ધ્યાનમાં પૂર્વોક્તવિતર્કવિચારણારૂપ અર્થથી અર્થાંતરમાં, શબ્દથી શબ્દાંતરમાં અને યોગથી યોગાંતરમાં સંક્રમણ હોવાથી **સવિચાર ધ્યાન** છે. અને જે ધ્યાનમાં પૂર્વોક્ત વિતર્ક અને સવિચાર અર્થ વ્યંજન યોગાંતર સંક્રમણરૂપ પણ શુદ્ધાત્માની પેઠે દ્રવ્યથી દ્રવ્યાંતરમાં, ગુણોથી ગુણાંતરમાં અથવા પર્યાયોથી પર્યાંતરમાં જાય છે તે દ્રવ્યગુણ પર્યાંતરોમાં જે ધ્યાનમાં અન્યત્વ પૃથક્ત્વ છે તે સપૃથક્ત્વ ધ્યાન છે. આવા શુક્લધ્યાનના પ્રથમ પાયાનો ધ્યાયિક આત્મા ઉત્તમ પ્રકારનો લાભ મેળવવા ભાગ્યશાળી થાય છે. પ્રથમ તો તે આત્મામાં એવા પ્રકારની કોઈ આત્મશુદ્ધિ પ્રાપ્ત થાય છે કે જેથી તે શુદ્ધિ મુક્તિરૂપી લક્ષ્મીના સુખને બતાવનારી થઇ પડે છે, કેમકે એ ધ્યાનનો ધ્યાતા યોગીંદ્ર સમાધિનો શુદ્ધ ઉપાસક હોય છે. આ શુક્લધ્યાનનો પ્રથમ પાયો **પ્રતિપાતી** કહેવાય છે, એટલે તે પતનશીલ ઉત્પન્ન થાય

છે, તોપણ તે એટલો નિર્મળ છે કે તેના પ્રભાવથી આ સ્થાને રહેલા આત્માને એથી આગળના ઉત્તમ સ્થાનો પ્રાપ્ત કરવાની ચાહના રહ્યા કરે છે.

આ અપૂર્વ સ્થાનમાં રહેલા આત્માને જે સાતમા સ્થાનમાં **૫૯ પ્રકૃતિયોનો બંધ** કહ્યો છે, તેમાંથી વ્યુચ્છિન્ન પ્રકૃતિ એક દેવાયુના ઘટવાથી ૫૮ પ્રકૃતિયોનો બંધ થાય છે. સાતમા સ્થાનમાં ૭૬ પ્રકૃતિયોનો ઉદય કહ્યોછે, તેમાંથી વ્યુચ્છિન્ન ચાર પ્રકૃતિ (સમ્યક્પ્રકૃતિ, અર્દ્ધનારાચ, કીલક અને સંપ્રાપ્તસ્ટપાટિકાસંહનન) ઘટવાથી ૭૨ પ્રકૃતિયોનો ઉદય થાય છે, વળી સાતમા સ્થાનમાં ૧૪૬ પ્રકૃતિયોની સત્તા હોય છે. તેમાંથી વ્યુચ્છિન્ન પ્રકૃતિ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ એ ચાર ઘટાડવાથી દ્વિતીયોપશમ સમ્યગ્દષ્ટિ ઉપશમ શ્રેણીવાળાને તો ૧૪૨ પ્રકૃતિની સત્તા છે, પરંતુ ક્ષાયિક સમ્યગ્દષ્ટિ ઉપશમ શ્રેણીવાળાને દર્શનમોહનીયની ૩ પ્રકૃતિ રહિત ૧૩૯ ની સત્તા રહે છે અને ક્ષપક શ્રેણીવાળાને દેવાયુ પ્રકૃતિ ઘટવાથી ૧૩૮ની સત્તા રહે છે.

મહાત્મા ચૈતન્યસિંહ આ અનુપમ સ્થાનના ઉત્કૃષ્ટ મહિમાનો અનુભવ કરતા કરતા ઉત્કૃષ્ટ ક્રિયાઓનું પાલન કરી કર્મરૂપી દુષ્ટ દૈત્યોનું દમન કરી હવે નવમા સ્થાનમાં જવાની તૈયારી કરવા લાગ્યા.



# प्रकरण २० मुं.



## ❀ ચૈતન્યનું નવમાં ગુણસ્થાનમાં પ્રયાણ ❀

જેની મનોવૃત્તિ સર્વાત્મભાવમાં લીન થયેલી છે અને કરૂણાસાગરમાં મગ્ન થયેલા છે એવા મહર્ષિ ચૈતન્ય મહારાજે પોતાના સંપૂર્ણ બળવંત યોદ્ધાઓની સહાયથી આઠમા અપૂર્વકરણ નગરમાં કર્મના કઠોર કામદારોની ટપાટપીમાં જીત મેળવીને **નવમાં અનિવૃત્તિ નગરતરફ પ્રયાણ** કર્યું. આ વખતે તેઓના બહાદુર સુભટોનો ઠાઠ, સૈન્યનો દેખાવ અને મુખાકૃતિ પરથી માલમ પડતો ઉત્સાહ કંઇ ઓરજ હતો.

માર્ગમાં નમાલા થયેલા દુશ્મનોએ કેટલીક અડચણો ઉભી કરી, પરંતુ જેમ સૂર્યનો ઉદય થવાથી અંધકાર આપોઆપ ઉચાળા ભરે છે, તેમ દુષ્ટ કર્મના ઉપદ્રવો ચૈનન્યના પ્રબળ પ્રભાવથી આપોઆપ નિર્બળ થઈ ગયા અને માર્ગ મોકળો થવાથી બહાદુર ચૈતન્ય મહારાજ ઝપાટાબંધ **અનિવૃત્તિપુરમાં** દાખલ થઇ ગયા.

## ❀ અનિવૃત્તિ નગરનો અવર્ણનીય દેખાવ ❀

આહા ! શું આ નગરનો અલૌકિક અને તત્વમય સુચનાથી ભરપુર અવર્ણનીય દેખાવ ! અનેક ઉત્તમ પંક્તિના આગારો અપૂર્વ કારીગીરીથી શોભાયમાને જણાય છે. એ ઉત્તમ નગરમાં નવરત્નજડિત નિવાસસ્થાનો દ્રષ્ટિગોચર થાય છે તે તેના નવ

ભાગને સુચવે છે. તેની આસપાસ બાવીસ ઝાંખા તિલકો જણાય છે અને ૨૨, ૬૬ અને ૩૫ પ્રકાશમાન દીપાવળી જેવા અંશુઓ સ્ફુરણાયમાન થાય છે કે જે રચના આત્મોન્નતિ કરવાને ઉત્સુક થયેલા મહાત્માને અપૂર્વ આનંદનું કારણ થઇ પડે છે.

આ સ્થાનની રચનાનું રહસ્ય ગૂઢ કારણોને ધરાવનારૂં છે. આ સ્થાનનો સંબંધ આઠમા સ્થાન સાથે હોવાથી બંનેની ઘટના મળતી આવે છે. આ નવમા આનંદી નગરનું નામ **અનિવૃત્તિકરણ** છે. એ સ્થાનમાં નિવાસ કરનાર મહાત્માને સંસારના જે ભોગવિલાસ જોયા હોય, સાંભળ્યા હોય, કે અનુભવ્યા હોય તેની આકાંક્ષા કે સંકલ્પવિકલ્પનો અભાવ છે, તેથી અહીં નિશ્ચય પ્રધાન પરિણતિરૂપ પરમાત્માના એકત્વરૂપ ભાવની નિવૃત્તિ થતી નથી અને તેથી આ સ્થાન **અનિવૃત્તિ** છે. વળી અપ્રત્યાખાન વગેરે બાર કષાય તથા નવ નોકષાયને ઉપશમાવવા તેમજ ક્ષય કરવા માટે આ સ્થાને ઘણોજ ઉદ્યમ થાય છે, તેથી તે સર્વ સંદર્ભિત અર્થને લઇને **અનિવૃત્તિ બાદર** નામથી પણ ઓળખાય છે.

આ સ્થાનમાં ક્ષપક આત્મા પોતાનામાં યોગ્યતા પ્રાપ્ત કરી આરોહણ કરે છે. વળી આ સ્થાનમાં જે નવ વિભાગરૂપ આગારો જણાવેલા છે, તે ક્ષપક આત્મા જ્યારે અહી નિવાસ કરે, ત્યારે કર્મ પ્રકૃતિયોનો નવ પ્રકારે ક્ષય કરે છે. પ્રથમ ભાગમાં સોળ પ્રકૃતિ ( નરકગતિ, નરકાનુપૂર્વી, તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વી, સાધારણ નામ, ઉદ્યોત નામ, સૂક્ષ્મ, એકેંદ્રિય, વિકલત્રય જાતિની ત્રણ, નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, સ્ત્યાનગૃદ્ધિ, આતપ નામ, અને સ્થાવર નામ) નો ક્ષય કરે છે.

બીજા ભાગમાં અપ્રત્યાખ્યાન કષાયની ચાર તથા પ્રત્યાખ્યાન કષાયની ચોકડીનો ક્ષય કરે છે. ત્રીજામાં નપુંસક વેદનો ક્ષય કરે છે, ચોથામાં સ્ત્રી વેદનો, પાંચમામાં હાસ્ય, રતિ અરતિ, ભય, શોક અને જુગુપ્સા એ ૭ નોકષાયનો, **છઠ્ઠામાં** અતિ નિર્મળ ધ્યાનના પ્રભાવથી પુરૂષવેદનો, **સાતમામાં** સંજવલન ક્રોધનો, **આઠમામાં** સંજવલન માનનો અને **નવમા ભાગમાં** સંજવલન માયાનો ક્ષય કરે છે અને એ ઉત્તમ સૂચના દર્શાવવા માટેજ એ અલૌકિક દેખાવ આપેલો છે.

વળી જે બાવીસ ઝાંખા તીલકો જેવા જણાય છે, તે એવું સૂચવે છે કે આ સ્થાનમાં વર્તનારા મહાત્મા હાસ્ય, રતિ, ભય અને જુગુપ્સા એ ચારનો વ્યચ્છેદ હોવાથી બાવીસ પ્રકૃતિનો બંધ કરે છે. જે છાંસેઠ અને પાંત્રીશ અંશુઓ સ્ફુરણાયમાન થાય છે, તે એમ સુચવે છે કે અહીં રહેલા મુનિ ૭ પ્રકારના હાસ્યનો વ્યવચ્છેદ થવાથી ૬૬ પ્રકૃતિને વેદે છે. અને નવમા અંશમાં માયાપર્યંત પ્રકૃતિયોનો ક્ષય કરવાથી ૩૫ પ્રકૃતિનો વ્યવચ્છેદ થાય છે. આઠમા સ્થાનની માફક અહીં પણ ઉપશમ શ્રેણીવાળા દ્વિતીયોપશમ સમ્યગ્દષ્ટિને ૧૪૨, ક્ષાયિક સમ્યગ્દષ્ટિને ૧૩૯, અને ક્ષપકશ્રેણીવાળાને ૧૩૮ પ્રકૃતિયોની સત્તા રહે છે.

## ✤ ચૈતન્ય ચઢતી અને મોહના હવાઇ વિચારો. ✤

મોક્ષાભિલાષી મહાત્મા ચૈતન્ય આ પવિત્ર પ્રદેશમાં અપૂર્વ ક્રિયાઓ કરીને અનિવૃત્તિકરણના ઉત્તમ આચરણ આચરવા લાગ્યા. અહીં આગળ કરતાં સ્થિરતા એટલી બધી દ્રઢ દઈ કે ઘડીઘડીમાં જે ચલિત ભાવ પૂર્વે ઉત્પન્ન થતા હતા, તે ભાવ દૂર થઇ દ્રઢ

ભાવથી ક્રિયાઓ થવા લાગી, ચિત્ત શાંત અને પ્રસન્ન રહેવા લાગ્યું અને દુશ્મનોનો ડર પણ ઓછો રહેવા લાગ્યો.

એ પ્રમાણે **ચૈતન્ય** જ્યારે અનિવૃત્તિકરણની ક્રિયાઓ કરી રહ્યો છે, ત્યારે વિષયારાણીના પતિ **મોહને** કંઈ કંઇ ચિંતા ઉત્પન્ન થવા લાગી–"હવે શું કરવું! આ તો બધા પ્રદેશો જીતતો જીતતો આગળ વધતો જાય મારા અટકાવની કંઇ દરકાર કરતો નથી. મારા સુભટો અને મારી શક્તિઓનો નાશ કરતો જાય છે. મારા જબરજસ્ત બળવાન યોદ્ધાઓને પણ એણે પ્રાણરહિત કરી નાંખ્યા. હજી કેટલાક છે તે પણ લઢીલઢીને નિર્બળ જેવા થઈ ગયા છે. હાય! હવે શું ઉપાય કરૂં કે એ મને અપમાન કરનારો ચૈતનીયો વશ થાય?"

આવા આવા અનેક અનિષ્ટ વિચારો મોહને સૂઝવા લાગ્યા. તેણે પોતાના રહ્યાસહ્યા સુભટોને એકઠા કર્યા અને એવા અનુમાન ઉપર આવ્યો કે, જો પ્રગટપણે એની સામે થઇશું, તો આપણું હવે કંઈ વળશે નહિં અને એ આપણને જરૂર મારી હઠાવશે, કેમકે એનું સૈન્ય અને સુભટો બહુ જોરાવર અને નિડર એકત્ર થયેલા જણાય છે, માટે **ગુપ્તરીતે સંતાઈ છુપાઈને** તમો સર્વે એ નગરમાં રહો. જો કાંઇ ભૂલ્યો ચુક્યો સપાટામાં આવી જાય, તો કોરો જવા દેશો નહિ ગરદન પકડી અફાળવાની વાત રાખજો. હું પોતે પણ કેટલીક શક્તિઓ સહિત સંતાઇને આટલા તેટલા પ્રદેશમાંજ ભરાઈ રહું છું અને મારાથી બની શકતા દાવપેચ ચલાવ્યા કરીશ. તમો ગભરાતા નહિં. જરૂર પડતાં હું પણ તમારી મદદે આવી પહોંચીશ, પણ શૂરવીર બંધુઓ! **દુશ્મનો બહુ કાબેલ** છે. તે

આપણી ગુપ્ત હિલચાલ પણ જાણી લેછે. તેના ગુપ્ત દૂતો મહા ચકોર છે, માટે સંપૂર્ણ **સાવચેતી** રાખજો, આપણે હવે આગળ કરતાં નબળા પડી ગયા છીએ અને વિરોધીઓ તો દિનપર દિન પ્રબળતા ધારણ કરતા જાય છે. બંધુઓ ! હવે મારૂં જોર ફક્ત **ઉપશાંતપુર** ( અગીયારમું ગુણસ્થાન ) નગર સુધીજ ચાલી શકે તેમ છે અને ત્યાં સુધી દુશ્મનો જો દાવમાં આવ્યા, તો આપણે ફાવ્યા, નહિં તો બસ થઈજ ચુકયું ! પરંતુ તમો તેથી નાહિંમત થશો નહિ. તમારૂં શુરાતન અને ટેક જાળવીને કોઇપણ રીતે દાવપેચથી આંટામાં લઇ લેજો અને હાથમાં આવે તો હવે જીવતો છોડતા નહિં હું પણ એની વેતરણમાંજ ઘૂમ્યા કરીશ અને જો મારા પંજામાં સપડાઇ જશે, તો હું પણ છોડવાનો નથી. તમો જાગ્રત રહેજો, અને એવે સમયે મારી મદદે દોડતા આવી પહોંચજો ! આપણે બધા એકત્ર મળીશું કે પછી એની શું તાકાત છે કે છટકી શકવાનો હતો ? એ દુષ્ટને તો સંપૂર્ણ નસીયતજ આપવી જોઇએ. બસ ! બંધુઓ ! હવે તમો સર્વે પોતાને ફાવે તેમ ગુપ્ત સ્થાનકોમાં ગુપ્ત વેશથી છુપાઇને રહો અને તમારાથી બને તેમ કાવાદાવા કરી એ છકેલા ચૈતન્યને આગળ વધતો અટકાવી તમારા સપાટામાં લો. ”

## મોહના કાવાદાવાની ચૈતન્યના સરદારોને બાતમી.

ઝેરીલા અને દૂષીલા મોહે આ પ્રમાણે પોતાથી બનતી યુક્તિ રચવા માંડી છે અને તેના બદમાશ સુભટો ખુણેખાંચરે છુપાઇ રહ્યા છે એવી બાતમી ચતુર ચૈતન્યના ચબરાક ચોકીદારોને જલ્દીથી મળી ગઇ કેમકે તેઓ પણ ગુપ્ત રીતે દુશ્મનોની હિલ-

ચાલની તકેદારી રાખ્યાજ કરતા હતા. લાગલાજ તેઓ ચોતરફ ઘૂમી વળ્યા અને ખૂણેખાંચરેથી ખોળીખોળીને દુષ્ટ દુશ્મનના દૈત્ય સમાન દોસ્તોને પંકડી પકડીને ચોરને હાલે ખેંચી લાવ્યા. એ પ્રમાણે તેઓને કઠોર કર્મની પ્રકૃતિરૂપ **છત્રીસ** બદમાસો હાથ લાગ્યા તેઓને તરતજ **મનમાનતો કોપરાપાક** ! જમાડી મૂર્છિત અને બેહાલ કરી દયાળુ **ચૈતન્ય મહારાજ રસ્તો મોકળો થવાથી આગળ વધવા** તત્પર **થયા.**

---

## प्रकरण २१ मुं.

---

### ચૈતન્યનું ઉપશાંતપુરથી ગબડવું અને સૂક્ષ્મ-સાંપરાયમાં ચઢવું.

રાજા ગમે તેવો બાહોશ હોય, ઠરેલ હોય, કુનેહબાજ હોય કે શૂરવીર હોય, પરંતુ **દીર્ઘદર્શી પ્રધાન** અને તનતોડ મેહેનત કરી જાનપર આવીને લઢવાવાળા પ્રમાણિક **સૈનિકો** નહિ હોય, તો **એકલો રાજા શું કરી શકે?** દુશ્મનોનું બહોળું દળ ચોતરફથી ઘેરી લે કે તેની હોંશીયારી અને શુરવીરતા નકામી થઇ પડે. **એક હાથે કદી તાળી પડી શકતી નથી** તેમ રાજા અને મદદનીશ રાજયદળ બન્નેની એકત્ર સહાયતાથી ગમે તેવા પ્રચંડ દુશ્મનોનું વાદળ વીખેરાઇ શકાય છે.

તે પ્રમાણે **આત્મોદ્ધાર** કરવાની અભિલાષાને ધારણ કરવા-વાળા અને આનંદસાગરમાં તરતા ચૈતન્ય મહર્ષિ અનિવૃત્તિપુરમાંથી

નીકળીને પોતાના પ્રમાણિક સૈનિકોની સહાયથી **સૂક્ષ્મસાંપરાય** પ્રદેશમાં દડમજલ દાખલ થઈ ગયા.

આહા! આ **દશમા** પ્રદેશની શોભા કંઇ ઓરજ છે! પ્રદેશની આસપાસનો દેખાવ પણ બોધજનક અને સૂક્ષ્મતાથી અવલોકન કરવા જેવો છે. આ પ્રદેશ **સૂક્ષ્મસાંપરાય** ગુણસ્થાનના નામથી ઓળખાય છે. આ પ્રદેશ જેવો દેખાવમાં મનમોહક અને સુંદર છે, તેવોજ આત્મિક ઉન્નતિની અભિલાષાવાળા આત્માને ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચવા માટે શાંતિરૂપ સુધાને વર્ષાવનાર છે.

## ✤ સૂક્ષ્મસાંપરાય ગુણસ્થાનનું વિશેષ સ્વરૂપ ✤

સૂક્ષ્મસાંપરાય એટલે સૂક્ષ્મ (થોડો) રહેલો છે કષાયરૂપી બદમાસોનો નિવાસ જેમાં, તે સૂક્ષ્મસાંપરાય કહેવાય છે. અહીં સૂક્ષ્મ પરમાત્મતત્વ ભાવના બળથી સત્તાવીસ પ્રકૃતિરૂપ મોહ ઉપશાંત થતા અને ક્ષય થતા એક સૂક્ષ્મ ભાગરૂપ લોભનું અસ્તિત્વપણું રહે છે, તેથી આ ઉત્તમ પ્રદેશનું નામ સૂક્ષ્મસાંપરાય પડેલું છે. નવમા સ્થાન સુધી પહોંચેલો ક્ષપકગુણી આત્મા ત્યાંથી આગળ વધી આ દશમા સ્થાનમાં આવે છે. જ્યારે તે અહીં પ્રવેશ કરે છે ત્યારે ક્ષણમાત્રમાં સ્થૂલ લોભ નામના સંજ્વલન કષાયના સુભટનો ક્ષય કરે તે પછીજ નિશ્ચિંતે નિવાસ કરેછે.

વળી આ સ્થાનની આસપાસ **સત્તર** રત્નમય **ગ્રંથિઓ** જણાય છે અને તેમાંથી સાઠ ઝગઝગીત જ્યોતિમય કિરણો નીકળે છે તથા તેની આજુબાજુ બીજા ૧૦૨ કિરણોનો જથો દેખાઈ રહ્યો છે; જે દેખાવ ઘણોજ રમણિક અને ચિત્તાકર્ષક છે.

એ દેખાવમાં કંઇ ગૂઢ રહસ્ય હોય એવી ભાવના જોનારને તરતજ ઉત્પન્ન થાય તથા તે જાણવાની અભિલાષા પણ ઉદ્દ્ભવે તો કંઈ નવાઇ જેવું નહિ !

જે સત્તર રત્નમય ગ્રંથિઓ (ગાંસડીઓ) દેખાય છે તે એવુ સૂચન કરે છે કે આ સૂક્ષ્મસાંપરાય નગરમાં નિવાસ કરનાર આત્મા ૧૭ પ્રકૃ-ઓનો બંધ કરે છે કેમકે નવમા સ્થાનમાં જે **બાવીસ** પ્રકૃતિનો બંધ હતો, તેમાંથી પુરૂષવેદ અને સંજ્વલન ક્રોધ, માન, માયા, લોભ એ પાંચનો વ્યવચ્છેદ થવાથી બાકીની સત્તરનો બંધ થાય છે. વળી નવમા સ્થાનમાં ૬૬ પ્રકૃતિઓનો ઉદય હતો, તેમાંથી ૬ (સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ તથા સંજ્વલનના ત્રણ કષાયો) વ્યવચ્છેદ થવાથી ૬૦ પ્રકૃતિઓનો ઉદય હોય છે, તે સાંઠ કિરણોથી વિદિત થાય છે.

આ સ્થાનમાં ક્ષપકમુનિને ૧૦૨ પ્રકૃતિની સત્તા હોય છે અને એ સ્થાન સુધી પહોંચવાને અધિકારી થયેલા મહર્ષિઓ આત્માની ઉચ્ચ સ્થિતિના પૂર્ણ અનુભવી બને છે તથા પોતાના ગુણરૂપી ગૌરવને વધારે તેજોમય બનાવે છે.

## ચૈતન્યે લોભકુમાર ઉપર મેળવેલી જીત.

મોક્ષરૂપી મેહેલપર પહોંચવાને ઉત્સુક થયેલા ચૈતન્યને આ સ્થાનમાં એક **લોભકુમાર** નામનો મોહનો કિંકર સતાવવા સામો થયો, તેને તે વખતજ મનમાનતી લપડાકો ઝાડી લાત અને મુક્કીનું મિષ્ટાન્ન જમાડી મૂર્છિત કર્યો અને નિઃશંકિત થઇ આગળ વધવાને તૈયાર થયો કેમકે કર્મરૂપી કઠોર શત્રુનો પરાજય સંપૂર્ણ રીતે થઈ ગયો છે અને હવે મારી સામે હિમ્મત કરી રોકાણ

કરનાર કોઈ બદબખ્ત રહ્યો નથી એવી નિઃશંકિત ભાવના ધારણ કરીને ચકોર **ચૈતન્ય હિંમતભેર આગળ વધ્યો.**

લાગલોજ તે **ઉપશાંતપુર** નામના પ્રદેશની હદમાં આવી પહોંચ્યો. આ પ્રદેશ મોહની સત્તાનો હતો અને મોહ તથા તેના કિંકરો ભરાઇ છુપાઇ વાટ જોતા બેસીજ રહેલા હતા. ચૈતન્યે જેવો એ પ્રદેશની હદમાં પગ મુકયો કે લાગલોજ મોહ ખુશાલીની ખુશનુમાં આવી ગયો અને હર્ષમાં આવી જઈ વિચારવા લાગ્યો–"હવે બંદાનો બેડો પાર ! ઠીક ઘાટમાં આવ્યોછ બચ્ચાજી ! હવે કોરો-મોરો જવા દઉં ત્યારે મારૂં નામ મોહજ શાનો ! **ઘરમાં આવેલા દુશ્મનને જવા દે તેના જેવો મૂર્ખ કોણ ?"**

## ❀ ઉપશાંતપુરમાં ચૈતન્યનું પુનઃ પતન ❀

ઘણા દિવસનો ભૂખ્યો સિંહ જેમ ઓચીંતો શિકાર મળે કે ઉછળકૂદ કરી ધસે છે, તેમ મદમસ્ત મોહ લાગલોજ ટૂટી પડયો અને ગુસ્સાના આવેશમાં આવી જઇ એકદમ ચૈતન્યને ઓચીમાંથી પકડી લીધો. આ સમયે આજુબાજુ છુપાઇ રહેલા મોહના કાબેલ કિંકરો પણ તરતજ દોડી આવ્યા અને મોહને સંપૂર્ણ રીતે સહાયભૂત થઈ ચારે તરફથી ચૈતન્યને ઘેરી લીધો. તે ક્રૂર દુષ્ટો પોતાના વેરનો બદલો વાળવાના ઇરાદાથી મહાત્મા ચૈતન્યને બાંધી પકડીને **મિથ્યાત્વપુરમાં** ઘસડી લાવ્યા.

આહા ! આ શી ચૈતન્યની પુનઃ સ્થિતિ ! શું તેની ભૂલ અને શું તેનો ભયાનક બદલો ! જેમ એક નીસરણીપર ચઢનાર મનુષ્ય ક્રમેક્રમે મહા મહેનતે દશ પગથીઆં ચઢે અને અગીયારમાપર

ચઢતાં તેમાં કાંઇ લીસાટ હોય કે પગ મૂકતાં ચૂક થાય કે લાગલોજ ઢબ દઈ નીચે પડી જાય, તેમ ચૈતન્યભાઇની દશા થઇ, પરંતુ આમ થવામાં ચૈતન્યનો કંઈક દોષ અવશ્ય હોવો જોઇએ, એવું અનુમાન ઉદ્ભવે છે.

## ❀ ઉપશાંતપુર પ્રદેશનું વિશેષ સ્વરૂપ. ❀

આ ઉપશાંતપુરનો પ્રદેશ **ઉપશાંતમોહ** નામના ગુણસ્થાનથી ઓળખાય છે કેમકે–અહીં ઉપશમક મુનિઓજ ઉપશમ મૂર્તિરૂપ સહજ સ્વભાવ બળથી સર્વે મોહકર્મને ઉપશાંત કરે છે. આ પ્રદેશના દેખાવોનું બારીકીથી અવલોકન કરવા જેવું છે. આ પ્રદેશનો માર્ગ નીચે ઢાળ પડતો છે અને એ ઢોલાણુવાળા માર્ગે થઇને મુમુક્ષુ આત્માને આગળ વધવાનું હોય છે, તેથી વખતે ગબડી પણ જવાય છે. એ કઠણ માર્ગ સંભાળપૂર્વક જો પસાર કરવામાં આવે તો આગળ વધવાના પ્રદેશનો માર્ગ મળી શકે છે. એ પ્રદેશની પાસે એક રત્નમય ગ્રંથિ દેખાય છે, તેમાંથી ૫૯ કિરણો નીકળે છે તથા ૧૪૮ સૂક્ષ્મ કિરણોનું વૃંદ સ્ફૂરી રહ્યું છે. આ પ્રદેશનો દેખાવ બહુ મનોહર અને અલૌકિક લાગે છે તેની શોભા જોઇ હૃદયમાં આનંદની ઉર્મિઓ ઉછળે છે, તેની વિલક્ષણ રચના જોતાંજ એવો ભાસ થાએ છે કે સંસારનો મોહ નિર્મૂળ કરવાનું આ સ્થાન હોવું જોઇએ તથા હૃદય એમ પણ સાક્ષી પુરે કે અહીંથી કોઇ ઉત્કૃષ્ટ માર્ગ અવશ્ય પ્રાપ્ત કરી શકાશે.

આ સ્થાનમાં જે ઉપશમ સમ્યક્ત્વી આત્મા હોય તેજ આવે છે. એ વિષે આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનમાં જે બે શ્રેણીઓનું વિવેચન કરી ગયા, તેમાં ક્ષપકશ્રેણી માટે તે સ્થળે યોગ્યતા વર્ણવી

હતી અને ઉપશમશ્રેણીનો ઉપયોગ અહીં થાય છે. ઉપશમશ્રેણી કેવા મુનિ કરે છે, તે માટે આગળ જણાવેલું છે. આ સ્થાનનો **માર્ગ ઢાળપડતો** છે તે એમ સૂચવે છે કે આ ઢોલાણવાળા માર્ગદ્વારા કોઇવાર નીચે ગબડી જવાય છે. આ સ્થાનને પ્રાપ્ત થયેલા ઉપશાંત મુનિને ચારિત્રમોહનીયનો તીવ્ર ઉદય જ્યારે થાય છે ત્યારે અહીંથી નીચે પડી જાય છે, એટલે પુનઃ મોહજનિત પ્રમાદથી પતીત થાય છે. આ સ્થાનને અનુભવી મહાત્માઓએ જળની સાથે સરખાવ્યું છે જેમ પાણીમાં મેલ નીચે બેસી જવાથી તે પાણી નિર્મળ થાય છે, પણ પુનઃ કોઇ નિમિત્ત કારણથી ડહોળાઇ જવાથી પાછો મેલ ઉપર ચઢી આવી મલીન બની જાય છે, તેવી રીતે અહીં વર્તનારા મહાત્માઓને ઘણીવાર અનુભવવું પડે છે.

શ્રુતકેવલી, આહારકશરીરી, ઋજુમતિ–મનઃપર્યયજ્ઞાની અને ઉપશાંતમોહી એ સર્વે આત્માઓ પ્રમાદને વશ થઈ અનંત ભવ કરે છે તથા ચારે ગતિમાં વાસ કરે છે.

આ ઉપશાંતમોહ સ્થાનમાં આત્માને કયા કયા ગુણો હોય અને અહીં વર્તનારા ઉપશમક જીવો ગુણસ્થાનો **કેવીરીતે ચઢે** છે અને **કેવીરીતે પડે** છે તે જાણવાની અભિલાષાથી પ્રશ્ન ઉત્પન્ન થાય છે.

આ મોહમિશ્રિત સ્થાનમાં ઉપશમસમ્યક્ત્વ, ઉપશમચારિત્ર અને ઉપશમજનિત ભાવ હોય છે. માત્ર ક્ષાયિક તેમજ ક્ષાયોપશમિક ભાવ હોતો નથી.

ઉપશમક જીવો અપૂર્વકરણ ગુણસ્થાનમાંથી નવમા અનિવૃત્તિ બાદરમાં જાય છે ત્યાંથી દશમા સૂક્ષ્મસાંપરાયમાં જાય છે અને

ત્યાંથી આ અગીયારમા ઉપશાંત મોહ ગુણસ્થાનમાં આવે છે. જો અપૂર્વકરણ વગેરે ચારે સ્થાનોમાં લથડે છે, તો તે આત્મા (ઉપશ્રમ શ્રેણીવાળો) પડતાં પડતાં મિથ્યાત્વ ગુણસ્થાનમાં આવી જાય છે. હવે જો તે આત્મા ચરમ શરીરી હોય તો સાતમા ગુણ સ્થાનથી ક્ષપકશ્રેણી કરવા માંડે છે, પરંતુ જેણે એકવાર ઉપશ્રમ શ્રેણી કરી હોય તેજ ક્ષપકશ્રેણી કરી શકે છે. જેણે એક ભવમાં બેવાર ઉપશમ શ્રેણી કરી હોય તે તેજ ભવમાં ક્ષપકશ્રેણી કરી શકતા નથી.

ઉપશમ શ્રેણીમાં આત્મા પ્રથમ અનંતાનુબંધી ચાર કષાયનો ઉપશમ કરે છે, પછી મિથ્યાત્વમોહ, મિશ્ર મોહ સમ્યક્ત્વ મોહને ઉપશમાવે છે, પછી નપુંસક વેદ, સ્ત્રીવેદ, પછી હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા તથા ૭ નોકષાયને, પછી અનુક્રમે પુરૂષવેદ તથા અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાનીઅને સંજવલનના ક્રોધ, માન, માયા, લોભને ઉપશાંત કરે છે. ઉપશમશ્રેણીવાળો કોઇ વખત ટૂંક સમયમાં પણ મોક્ષગમન કરી શકે છે, પરંતુ સાત લવ (એક મુહૂર્તનો અગીયારમો ભાગ) આયુષ્ય બાકી રહ્યું હોય એવા અલ્પ આયુષી ઉપશમશ્રેણી ખંડિત કરનારા પરાઙમુખ થયેલા ઉપશમક આત્મા સાતમા ગુણસ્થાનમાં આવીને ફરી ક્ષપકશ્રેણી માંડીને સાત લવની વચમાંજ ક્ષીણ મોહ ગુણસ્થાન પ્રાપ્ત કરી અંતઃકૃત કેવળી થઇ મોક્ષગમન કરે છે અને જે પુષ્ટાયુવાળા ઉપશમશ્રેણી કરે છે, તે અખંડિત શ્રેણીથી ચારિત્રમોહનીયની ૨૧ પ્રકૃતિનો ઉપશમ કરીને અગીયારમા ગુણસ્થાને પહોંચી ઉપશમશ્રેણી સમાપ્ત કરી નીચે પડે છે.

આ પ્રદેશમાં જે એક રત્નમય ગ્રંથિ જણાય છે તે એવું સૂચવે છે કે આ સ્થાન પ્રાપ્ત થયેલો ઉપશમક આત્મા જે દશમા સ્થાનમાં ૧૭ પ્રકૃતિયોનો બંધ હતો, તેમાંથી ૧૬ ( જ્ઞાનાવરણની ૫, દર્શનાવરણની ૪, અંતરાયની ૫, યશઃકીર્તિ ૧, અને ઉચ્ચ ગોત્ર ૧, ) પ્રકૃતિનો વ્યવચ્છેદ થવાથી ફક્ત એક સાતાવેદનીય પ્રકૃતિનોજ બંધ કરે છે.

વળી આ સ્થાને જે ૫૯ કિરણો પ્રકાશે છે તે એમ સૂચવે છે કે દશમા સ્થાનમાં જે ૬૦ પ્રકૃતિયોનો ઉદય થાય છે તેમાંથી સંજવલન લોભ વ્યવચ્છેદ થવાથી બાકીની ૫૯ પ્રકૃતિયોનો ઉદય થાય છે. તેમજ નવમા અને દશમા ગુણસ્થાનની માફક દ્વિતીયોપશમ સમ્યગ્દ્રષ્ટિને ૧૪૨ અને ક્ષાયિક સમ્યગ્દ્રષ્ટિને ૧૩૯ પ્રકૃતિયોની સત્તા રહે છે.

## મોહના પ્રચંડ પ્રપંચની જાળમાં ચૈતન્ય.

આવાં કેટલાંક નિમિત્ત કારણોથી મહાત્મા ચૈતન્ય મોહના પ્રચંડ પંજામાં પાછો સપડાઈ ગયો. જોકે આ અગીયારમું સ્થાન ઉત્કૃષ્ટ છે અથવા ઘાતક છે એમ નિશ્ચયથી કહી શકાય નહિ. **જેવાં જેનાં પરિણામ તેવાં તેને ફળ.** બીજાં બધાં સ્થાનોની માફક અહીં પણ ઉત્કૃષ્ટ પરિણામવાળો આત્મા સ્થિર રહી આગળ વધી શકે છે, પરંતુ એવું કદાચજ બને છે કેમકે મોહ પોતાની સહેજ પણ સત્તાનો અમલ ચલાવ્યા વિના થોડોજ રહેવાનો હતો ? તે તો વાર્યો નહીં વરે, પણ હાર્યોજ વરે ! ઉપશમ સમકિત જેને હોય તે મિથ્યાત્વપુર સુધી ખેંચાઈ આવે છે અને ક્ષાયિક સમ્યકવાન આત્મા કદાચ ઉપશમશ્રેણી ચઢી જાય છે, તો તે ચોથા ગુણસ્થાન

સુધી ઘસડાઈ જઈ અટકે છે અને ત્યાં રહી પાછો આગળ વધવા પ્રયત્ન કરે છે.

એ પ્રમાણે મુમુક્ષુ ચૈતન્ય ઉપશમ સમ્યક્ત્વને લીધે ઠેઠ મિથ્યાત્વપુર સુધી ખેંચાઇ આવ્યો અને મોહની ધારેલી નિષ્ટા પાર પડી, કહેવત છે કે "ગણતાં ભૂલે તો ફરીથી ગણવું પડે! એક ભૂલ અથાગ મહેનતમાં લાવી મૂકે છે, તેવી સ્થિતિ ચૈતન્ય ભાઈની થઈ!



## પ્રકરણ ૨૨ મું.



### કર્મની ક્રૂરતામાં ચૈતન્યનું સપડાવું

આહા! કર્મની કેવી ક્રૂરતા! શું તેનામાં લેશ માત્ર પણ દયાનો અંશ નહિંજ હોય? શું તે ચૈતન્યરૂપી આત્માને પોતાની પ્રપંચજાળમાં ફસાવવાનું અધમ કાર્યજ હમેશાં કર્યા કરતો હશે? શું તે મહા મહેનતે સદ્ગતિનો રસ્તો શોધનાર ભવ્યાત્માઓને માર્ગે ભૂલાવી આડે રસ્તે ખેંચી જઇ મહાન્ લૂટારાનું કૃત્ય કરતો હશે? હા. ખરેખર તે છેકજ નિર્દય છે, એમ તેના કર્તુતો ઉપરથી કહી શકાય છે કેમકે આપણી આ વાર્તાના નાયક ચૈતન્યસિંહને પજવવામાં અને વારંવાર ફસાવવામાં તેણે કંઇ ઓછી કૃતઘ્નતા વાપરી નથી એ આપણે દરેક પ્રકરણમાં જોઇ ગયા અને હજી જોઈશું.

પોતાની ધારેલી નિષ્ટા પાર પડયાથી મોહ ખૂબ ખુશનુમાં આવી જઈ મિથ્યાંસાગરમાં ઉછાળા મારવા લાગ્યો, પોતાને જેમ

ફાવે તેમ વર્તન કરવા લાગ્યો અને મોક્ષાભિલાષી ચૈતન્યને અનેક પ્રકારની આપત્તિ ઉભી કરી દુઃખ દેવા લાગ્યો. નીચ માણસો હાથમાં આવેલા દુશ્મનને નીરાંતે રહેવા દે; તો પછી આકાશમાંથી પુષ્પ સહેજે મળી શકે ! પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે, પણ કર્મરૂપી નીચ પારધી ચૈતન્યરૂપી ભોળા અને નિર્દોષ મૃગનો ઘાત કરવાને કદિ પાછી પાની કરે કે દયા લાવે, ત્યારે તો થઈજ ચુક્યું તો, તેની માતાનું દૂધજ લજવાય કેની ! અને પછી મિથ્યાત્વપુરનું રાજ્યજ ઉજ્જડ થઈ જાય કેની ! આકાશ પાતાળ એક થઇ જાય, પણ કર્મ કદિ નિષ્ઠુરતા છોડે નહિં.

## સંકટસમયે ચૈતન્યનો સમતાભાવ.

આહા ! ભવ્યાત્મા ચૈતન્યની શી દશા ! ! મિથ્યાત્વપુરમાં મોહના દુષ્ટ કિંકરો તેઓને અનેક પ્રકારનું દુઃખ દેવા લાગ્યા, અનેક નવી નવી ઉપાધિઓ ઉભી કરી ભાનભૂલા બનાવી પોતાનો દોર ચલાવવા લાગ્યા, અને ધર્મકાર્ય અને સ્થિરતામાં વિક્ષેપ નાંખી અસહ્ય આપત્તિઓ પાડવા લાગ્યા. કે જે દુઃખનું વર્ણન કરતાં મોટાં મોટાં પુસ્તકો ભરાઈ જાય, પરંતુ એ અસહ્ય દુઃખ અને પરિષહ ધૈર્યવાન અને ગુણવાન ચૈતન્યે સમતાથી સહન કરી, તેમાંથી છુટવાની અનેક કોશીશ કરી.

## મિથ્યાત્વનું માયાવી સ્વરૂપ.

મિથ્યાત્વ બે પ્રકારનું છે. સાદિ મિથ્યાત્વ અને અનાદિ મિથ્યાત્વ. મિથ્યાત્વ એટલે અશુભ કર્મપ્રકૃતિના ઉદયથી કુદેવમાં દેવબુદ્ધિ, અતત્વમાં તત્વબુદ્ધિ, કુધર્મમા ધર્મબુદ્ધિ, વગેરે વિપરિતા-

ભિનિવેશ (ઉલટાં) રૂપે આત્માના પરિણામ થવાં તે. મિથ્યાત્વના પાંચ ભેદ છે. **એકાન્તિક, વિપરીત, સાંશયિક, આજ્ઞાનિક અને વૈનયિક.** ( એ ભેદોનું વિસ્તારથી વર્ણન જાણવાની જીજ્ઞાસાવાળાઓએ અન્ય મોટા ગ્રંથો જોવા કેમકે લંબાણના ભયથી અહી દાખલ કરી શકયા નથી.)

પરંતુ ટૂંકમાં સમજવું કે જેમ મદિરાના મોહથી મનુષ્ય હિત અહિત જાણતો નથી, તેમ **મિથ્યાત્વથી ગ્રસિત થયેલો જીવ ધર્મ કે અધર્મને જાણતો નથી,** કાર્ય અકાર્યનો વિચાર કરી શકતો નથી, અને ભ્રમિત બુદ્ધિથી આમતેમ અકૂળાયા કરે છે. **મિથ્યાત્વ એ આ જગતમાં મહા વિષ છે.** એ વિષના યોગથી અનંત આત્માઓ અનંતવાર દુઃખસાગરમાં પડયા છે, પડે છે અને પડશે. મિથ્યાત્વરૂપી વિષવૃક્ષનાં ફળ એવાં તો કડવાં અને વિપરીત છે કે તેનાથી વિવિધ જાતની તિર્યંચ તથા નારકીની ભારે વેદનાઓ ભોગવવી પડે છે, પરંતુ એ અસહ્ય વેદનાઓ પણ સમતાથી સહન કરીને **ભવ્યાત્માઓ** છુટી શકે છે અને અભવ્ય આત્માઓ તેમાં ને તેમાંજ અથડાયા કરે છે.

મિથ્યાત્વપુરના હૃદયવિદારક કષ્ટો જે ભોગવે છે તેજ જાણે છે. એ કષ્ટોનું સંપૂર્ણ વર્ણન કરવું એ આકાશમાંના તારાની ગણત્રી કરવા બરાબર કઠણ છે કેમકે એ અસહ્ય કષ્ટો સમુદ્ર સમાન પારાવાર છે. મોટા મોટા ગુરૂઓ પણ એના ભેદનું વર્ણન કરતા થાકી ગયા છે, તોપણ પૂર્ણપણે જણાવી શકયા નથી. એ દુઃખ તો ચૈતન્યરામજ જાણે છે અથવા સદ્‌ગુણના પેટારા સમાન-સર્વજ્ઞ કેવલી પરમાત્મા જાણે છે.

એ પ્રમાણે કઠોર કર્મનો માર ભવ્યાત્મા ચૈતન્ય સહન કરે છે અને સમુદ્ર સમાન અપાર દુઃખ ભોગવી રહ્યો છે, પરંતુ તેણે અનેક થપ્પડો ખાધેલી હોવાથી અને એમાંથી છૂટવાના માર્ગનો અનુભવ લીધેલો હોવાથી તે પોતાના હૃદયમાં અનેક યુક્તિઓ શોધવા લાગ્યો અને એ દુષ્ટ દુરાત્માઓના પ્રપંચી પેચમાંથી છટકવાના માર્ગનું શોધન કરવા દીર્ઘદ્રષ્ટીથી અવલોકન કરવા લાગ્યો, પરંતુ એ બધી યુક્તિ અને માર્ગ મળવા એ કાંઇ મોહના ચોકી પેહેરામાં જેવુંતેવું સહેલું નહોતું. એ તો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, અને ભાવ એ પાંચનો યોગ થવાથી યોજેલી યુક્તિ કારગત નીવડે છે, નહિં તો કંઈ વળતું નથી. જેમ ભરસમુદ્રમાં પડેલો પથિક બહાર નીકળવા અનેક ફાંફાં મારે, પણ તેને સહાયભૂત સામગ્રી મળી જાય, તો સહેજે બહાર નીકળી શકે છે અને સહાયભૂત સામગ્રીના અભાવે અંદરને અંદર અફળાઇકૂટાઈ કાળને શરણ થઈ જાય છે, તે પ્રમાણે સંસારસમુદ્રમાં પડેલા આત્માને પણ કોઈ શુભ કર્મના ઉદયથી શુભ યોગરૂપ સામગ્રી મળી જવાથી પાર પહોંચવા સમર્થ થઈ શકે છે.

## ચૈતન્યને ઉદ્દભવેલા શુભ વિચારો.

ભવ્યાત્મા ચૈતન્યને પણ કોઈ શુભ યોગથી અનેક શુભ વિચાર ઉત્પન્ન થવા લાગ્યા તેણે વિચાર્યું–" આહા ! મારી શી દશા ? ઘડીમાં રાજા અને ઘડીમાં રંક ? કર્મરૂપી કઠોર દુષ્ટોએ મને કેવી સ્થિતિમાં પાછો લાવી મૂક્યો ? પણ કાંઈ નહિ. ભૂલનો ભોગ પોતાને થવુંજ પડે છે. મારી ભૂલ વિના એઓ ફાવતેજ

કેમ ? હવે તો ધ્યાનરૂપી સ્થિરતા અડગપણે રાખીને એ હરામીઓની સંગતમાંથી છૂટવા માટે હે મનવા ! તું તૈયાર થઈ જા, અને સંપૂર્ણ સ્થિરતાથી તારા ઇલાજો અજમાવ ! !

## ❀ ચૈતન્યનું મનને સંબોધન. ❀

હે રખુચક્કર મનરાજ ! માયા એજ મિથ્યા પિશાચણી છે, એજ સમ્યક્ત્વનું ખંડન કરનારી આડખીલી છે, અંતઃકરણમાં માયા મિથ્યા અને નિદાન એ ત્રણ પ્રકારના શલ્ય છે તેજ સમ્યકત્વનો અટકાવ કરનારા છે, માટે તેનાથી ચેતતો રહે, ક્રોધ માન માયાની સંગત છોડી દે, લોભનો સર્વથા પરિત્યાગ કર, આ સંસારી સંપદા સર્વ ખોટી ઇંદ્રજાળ સમાન છે અને પરિવારજનોનો સ્નેહ ધૂમાડાના બાચકા જેવો છે, માટે તેમાં મચ્યો રહી અમુલ્ય અવસર નકામો નહિં જવા દે. કળાબાજ કર્મના કર્તુતથી બનેલી સુંદર દેખાતી કાયાને તારી નહિં સમજ, તે કદિ તારી થઇ નથી અને થવાની પણ નથી; એ તો ક્ષણમાં ઉપજે અને ક્ષણમાં નાશ થઇ જાય એવી પાણીના પરપોટા જેવી રચના છે, માટે તેને જુઠી સમજ. તારૂં આત્માનું સ્વરૂપ તો અવિનાશી બ્રહ્મ છે તેનો કદિ નાશ થવાનોજ નથી, એમ નક્કી સમજ. અજ્ઞાન હત્યારારૂપી મસ્તાન મોહે તને અનંત કાળ રખડાવ્યો અને અસહ્ય દુઃખ દીધું કે જેનું સ્મરણ કરતાં દિવસોના દિવસો નીકળી જાય, પણ પાર આવે નહિ, તોપણ હે મૂર્ખ મનવા ! હજી શું એની દોસ્તી કરી તારો સમજી ભોળો થઇ ફસાઈ રહ્યો છે, જો એ દુઃખમાંથી છૂટવા માંગતો હોય, તો વિષયસુખને વિષસમાન સમજ."

"અરે ! હે અસ્થિર મનવા ! કંઇ તો વિચાર કર. તું અનાદિકાળથી નિગોદમાં પડયો રહ્યો, ત્યાં અનંતકાળ અનંત દુઃખો સહન કર્યાં કે જેનું વર્ણન કરવાને જ્ઞાની પુરૂષો પણ સમર્થ થયા નથી, તેવા અસહ્ય દુઃખમાંથી કાંઇ શુભ કર્મના યોગે આ મધ્ય-લોકમાં મુસાફરી કરવાને આવી પહોંચ્યો, તેમાં પણ દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નારકીગતિમાં અનેકવાર પરિભ્રમણ કર્યું નારકીગતિના અસહ્ય દુઃખોનું તો વર્ણન કરવુંજ ભયંકર છે કેમકે જ્યાં લેશમાત્ર પણ સુખનું નામજ નથી. તિર્યંચગતિમાં તું અનંતવાર ફર્યો, ત્યાં પણ અનેક પ્રકારના સંકટો સહન કર્યાં, વિચારશક્તિ વિના અનેક અવિવેકી કાર્યો કર્યાં, જેથી અનેક રીતના પાપકર્મનો બંધ કર્યો, દેવગતિમાં પણ કંઈ હલકા કર્મના યોગે અનેકવાર ઉત્પન્ન થયો, ત્યાં ધણી ધણી જાતનું સુખ મળ્યું, પરંતુ તેથી પણ તું સંતુષ્ટ ન થયો અને લોભને આધીન થઇને કંઇ કંઈ નવી નવી આશાઓ બાંધી વિરહદુઃખ સહન કર્યું, બીજાઓની સુંદર અને અલૌકિક વિભૂતિ જોઇ ઇર્ષ્યા કરી વગેરે બહુ માનસિક દુઃખોનો અનુભવ થયો. મનુષ્યગતિમાં પણ અનંતવાર ઉત્પન્ન થયો, પરંતુ ત્યાં પણ પંચ મિથ્યાત્વનું સેવન કરીને ઉત્તમ અવસર વૃથા ગુમાવ્યો અને અથડાઇકૂટાઇને પાછા ચોર્યાશીના ચક્રમાં આંટા માર્યા."

"હે લોલુપી મનવા ! તું છેકજ મૂર્ખતાઇ શું કરી રહ્યો છે ? આ સંસારમાં ભમીભમીને તેં શું સુખ ઉપાર્જન કર્યું ? જેને તું સુખ સમજી સેવન કરે છે તે સુખ નથી, પણ પાપી પલીત કર્મના કિંકરોની ઇંદ્રજાળની ઘટના છે, માટે હજી

પણ કાંઈ સમજ ! આ અવસર કાંઈ જેવો તેવો નથી કેમકે હાલમાં જે થોડી ઘણી પણ આત્મપ્રતીતિ તને થઇ છે તે મોક્ષરૂપી મેહેલપર પહોંચવાની સામગ્રીરૂપજ છે. એજ સોનેરી સૂર્યનો ઉદય છે, એજ નિજસંપદા પ્રાપ્ત કરવાનું સાધન છે અને એજ દર્શન, જ્ઞાન અને ચારિત્ર પ્રાપ્ત કરવામાં સહાયક છે.”

“**હે ભ્રમરરૂપી મનરાજ** ! તું આમ ભમ્યા કરે છે, તેમાં તારૂં અને મારૂં બન્નેનું બગડે છે. જો ખરૂં સુખજ મેળવવાની તારી ઇચ્છા હોય, તો તત્વરૂપી અમૃતને તારા ઉપકારક સમજી તેનું પાન કર, આત્મપ્રતીતિને વધારે દ્રઢ કર, નિજ આત્મસ્વરૂપનું ચિંતવન કર અને સર્વ ભ્રમજાળ ઇંદ્રિવારૂણીના ફળ સમાન કટુક સમજી છોડી દે. અપૂર્વ અને અનંત સુખ તો નિજ આત્મસ્વરૂપનું અવધારણ કરવાથીજ મળે છે. **સિદ્ધ સમાન સુખ નથી અને નિગોદ સમાન દુઃખ નથી**, માટે નિશ્ચય દ્રષ્ટિથી જોઇને સર્વોત્તમ સુખ મેળવવા માટે સુછંદી થા ! તોજ સિદ્ધ સુખ પ્રાપ્ત કરવા શક્તિમાન થઇશ ! તને દરેક દુઃખનો અનુભવ તો થઇજ ચુક્યો છે. તું દુઃખથી કંટાળ્યો છે અને સુખનું શોધન કરે છે, તો જો તારે સુખજ મેળવવું હોય તો મોહના પ્રપંચી પેચમાં શા માટે ફસે છે ? શા માટે તેના નીચ નોકરોનો વિશ્વાસ કરે છે ? શા માટે પ્રમાદનું સેવન કરે છે ? શા માટે ધ્યાનમાં સ્થિર રહેતો નથી ? શા માટે યોગાભ્યાસમાં દ્રઢ રહેતો નથી ? અને શા માટે વિષયરૂપી વિષનું સેવન કરી પ્રાણની આહૂતિ આપવા તૈયાર થાય છે ? તારો લપલપીઓ સ્વભાવજ તને ફસાવે છે, માટે **દ્રઢ ચિત્તવાળો થા**, સ્વાર્થને છોડી પરમાર્થ કરવા મંડ્યો રહે, **આળસને** ઉભી પૂંછડીએ

નસાડી મૂક અને વિષયભોગની લાલચમાં લેશ માત્ર પણ ઇન્દ્રિઓને ફસવા નહિ દે. બસ, જોઇ લે પછી તારી ધારેલી ઉમેદ પાર પડે છે કે નહિ ? મોક્ષનું અક્ષય સુખ અને આત્મિક સંપદા આપોઆપ આવીને ઉભાં રહેશે. તારે તેને શોધવાની જરૂરજ રહેશે નહિ. ”

એ પ્રમાણે ચૈતન્યે અનેક પ્રકારથી મનને સંબોધન કરી સમતાવાન થવા ઉપદેશ આપ્યો અને પોતે કરેલી ભૂલોનો અનેક રીતે **પ્રશ્ચાતાપ** કરવા લાગ્યો તથા કુભાવરૂપી મનના મેલને ધોઈ નાંખી સુભાવરૂપી સમ્યક્ત્વની સંગીન છાપ પાડવા તૈયાર થઇ ગયો અને શુદ્ધ નિર્મળ **સમ્યક્દર્શન પ્રાપ્ત થવાથી** આપોઆપ **અનેક સિદ્ધિઓ** ચૈતન્યને મદદ કરવાને વગર બોલાવે આવીને હાજર થવા લાગી ગઈ.



## प्रकरण २३ मुं

### પુનઃ પરિવર્તન અને કાર્યની સફળતા

કુભાવરૂપી મનની ખોટી સલાહથી અસંખ્ય વેળા ફસાઇફસાઈને ચતુર ચૈતન્ય ઉત્તમમાં ઉત્તમ આત્મિક સંપદાઓ પ્રાપ્ત કરવા નિષ્ફળ નિવડયો હતો, પરંતુ આ સમયે સુભાવરૂપી પાકા રંગનું મિશ્રણ મળી આવવાથી હૃદયપટ ઉપર સમ્યક્દર્શનની સચોટ છાપ પાડવા શક્તિમાન થયો. **સુભાવરૂપી** અપૂર્વ શક્તિ

ભાસ થવાથી **ક્ષાયિકભાવ** પણ આપોઆપ પ્રગટ થયો; અને મહા પરાક્રમી, અજીત અને અનંત બળના ધારક અનેક યોદ્ધાઓ આવીને ખડા થઇ ગયા.

બસ ! જોઈ લ્યો હવે રમુજ; જ્યાં **ક્ષાયિકભાવ** ઉત્પન્ન થયો, ત્યાં પછી પૂછવુંજ શું ? બસ ! તેઓએ ધડાધડ **સમતારૂપી બાણોનો** વર્ષાદ શરૂ કરી દીધો અને મોહના ઘાતકીમાં ઘાતકી સુભટોને શોધીશોધીને પ્રાણરહિત કરવા મંડી પડયા. એક ક્ષણમાત્રમાં તો પેલા નીચમાં નીચ અને ક્રૂરમાં ક્રૂર **સાત** (દર્શન-મોહની ૩ પ્રકૃતિ અને અનંતાનુબંધીના ૪) **સુભટોને** પ્રાણરહિત કરી દીધા.

### * મોહના નાશનું મુહૂર્ત *

અભિમાનના આવેશમાં ઉભરાઇ જતા મોહના નાશનું મુહૂર્ત થઈ ચુકયું ! પોતાના ખરેખરા પરાક્રમી અને બાહોશ સુભટોનો ક્ષણમાત્રમાં નાશ થયેલો જોઈ મોહના હાંજા ગગડયા. હવે શું થશે ? કેમ જીતાશે ? વગેરે વિચારો થવા લાગ્યા અને જીતમાં વિપરીતતા લાગવા માંડી. મંગલાચરણમાંજ **પરાક્રમી યોદ્ધાઓનો નાશ** થાય, તે જોઈ કયો હિમ્મતવાન રાજા ગભરાય નહિ ? તેને ખુલ્લેખુલ્લું પોતાના સુભટોનું શિથિલપણું જણાવા લાગ્યું અને ચૈતન્યને પરાસ્ત કરવો હવે મુશ્કેલ છે-એમ દેખાવા લાગ્યું, પરંતુ તેથી કાંઇ ડરી જઈ સકણો બેસી રહે એવો તે શ્યાણો કે ડરપોક હતો કે ચુપચુપ ચૈતન્યને આગળ વધવા દે ? નહીં, કદીજ નહિ. **ભૂંડો ભૂંડાનો ભાવ પ્રાણ જતા સુધી પણ છોડે નહિ.**

## ❀ ચૈતન્યના માર્ગમાં સરલતા. ❀

સાત બદમાશોનો નાશ થવાથી ચૈતન્યનો માર્ગ સરલ થયો. તેણે ધ્યાનરૂપી કમાનદાર **ધનુષ** ચઢાવીને ક્ષાયિક વૃત્તિથી તાકીને બાણ મારવા માંડયા કે જે બાણો કર્મરૂપી દુષ્ટ દુશ્મનના સુભટોનો જીવ લીધા વીના રહેજ નહિ.

મૂર્ખાઇથી મલકાતો અને મગરૂર થતો તેજ મોહ હવે સંતાતો છુપાતો ફરવા લાગ્યો કેમકે ચૈતન્યના બાહોશ પ્રધાનજી **જ્ઞાનસિંહ** શોધીશોધીને તેના ક્રૂર સુભટોનો ઘમસાણ વાળી નાંખવા મંડી પડયા હતા.

મોહનું પ્રબળ કંઇક નરમ પડવાથી ચૈતન્ય પ્રચંડ દળ લઇને ઝપાટાબધ આગળ વધ્યો અને **મિશ્ર, સાસાદન** તથા **અવ્રત-પુરના** માર્ગમાં થઇને **દેશવ્રતપુર** સુધી પહોંચી ગયો અને ત્યાં રહી શ્રી જીનેંદ્ર દેવની આજ્ઞા પ્રમાણે વ્રત, નિયમ, તપ, જપ વગેરે ક્રિયાઓ શાંતપણે અખંડ રીતે પાળવા લાગ્યો.

આમ થવાથી મોહ આગળ કરતાં વધારે બળહીન થયો અને જ્યાં ત્યાં લપાતો છુપાતો રહેવા લાગ્યો અને ચૈતન્યને દાવ શોધી સપાટામાં લેવા હંમેશા તત્પર રહેતો, પરંતુ ચૈતન્ય હવે ઘડાઇ ઘડાઇને અને તવાઇ તવાઇને સો ટચનું સોનું બન્યો હતો, તે મહા પ્રવીણતાથી અને સાવધાનીથી વિચારી વિચારીને આગળ કદમ લંબાવતો હતો. ઉતાવળા થવાથી તેને બે છક્કડ તાજીજ ખાવી પડી હતી કે જે વાંચકોને યાદ હશે, તો ચૈતન્ય તો કેમજ ભૂલે ?

## ❧ મહાત્મા ચૈતન્યની વ્રતનિયમમાં દ્રઢતા ❧

મહાત્મા ચૈત્તન્ય સંપૂર્ણ સાવચેતીથી વ્રતનિયમમાં દ્રઢ રહી વિધિ સહીત ક્રિયા પાળી પાંચમા ગુણસ્થાનથી આગળ વધી છઠ્ઠા **પ્રમત્તસયત** ગુણસ્થાનને ઓળંગી સાતમા **અપ્રમત્તપુર** ગુણસ્થાનમાં ઢોલ નગારા વગડાવતો દમામ સહિત દાખલ થઈ ગયો અને સુખચેનથી ધ્યાનમાં તલ્લીન રહેવા લાગ્યો.

હવે આ સ્થાનમાં પેલા નિષ્ઠુર અને **હરામી મોહનું** જોર બહુ અંશે નરમ પડી ગયું અને માનભ્રષ્ટ થઇ તે ખૂણેખાંચરે ભરાઇ રહેવા લાગ્યો.

ચૈતન્યને મોહની આડખીલી ઓછી થવાથી ધ્યાનમાં બહુ નિવૃત્તિ મળી અને સ્થિરતાથી ક્રમેક્રમે યોગાભ્યાસમાં આગળ વધી મોહના બીજા ત્રણ સુભટો ( નરક તિર્યંચ અને દેવઆયુ ) ને હરાવ્યા, દ્રઢ ચિત્તે **ચારિત્ર** પાળવા લાગ્યો અને અધ:પ્રવર્તકરણનો પ્રારંભ કર્યો.

**દ્રઢ ચિત્તે ઉત્તમ ચારિત્ર પાળવું, એ કંઈ સહેલું કાર્ય નથી;** એ કંઇ મખમલની ગાદી પર બેસવા જેવું નથી. એ કંઇ માલ મિષ્ટાન્ન જમી મોજ કરવાની નથી, પરંતુ બાહ્ય અને અભ્યંતર ક્રિયાનો નિરોધ (રોકાણ) કરી પ્રાદુર્ભૂત આત્માની શુદ્ધિ કરવા મથન કરવું અને માર્ગમાં અનેક કાંટા કે વિઘ્ન દુષ્ટ કર્મો ઉપસ્થિત કરે તો તેને નહિં ગણકારતાં પોતાના આરંભેલા કાર્યમાં :નિમગ્ન રહી અડગ ચિત્તે ચારિત્રની ઉચ્ચ ક્રિયાનું પાલન કરવું તેજ ઉત્તમ ચારિત્ર છે અને તેજ ધ્યાન તથા યોગની ચાવી છે.

## ❀ ચૈતન્યસિંહનું ધ્યાનમાં તલ્લીનપણું ❀

મહાત્મા ચૈતન્ય દ્રઢ આસન માંડીને તથા આહારવિહારની વિધિને તજીને ધ્યાનમાં તલ્લીન થયા જેમ જેમ સ્થિરતા વધવા લાગી તેમ તેમ **આત્મિક સુખનો** અનુભવ થવા લાગ્યો અને જેમ જેમ મસ્તાન મનનું રોકાણ થતું ગયું તેમ તેમ ઉંચી ઉંચી અને નવી નવી રીદ્ધિઓ આપોઆપ ઉત્પન્ન થવા લાગી

આવા આવા ઉત્તમ અને અપૂર્વ સંયોગ મળી જવાથી **મહારાજ ચૈતન્ય આઠમા ગુણસ્થાનમાં** આવી પહોચ્યા કે જે સ્થાન અપૂર્વ આનંદનું ધામ અને અપૂર્વ કારણ પ્રાપ્ત કરવાનું સ્થળ હતું, એથી એ સ્થાન **અપૂર્વકરણ** ગુણસ્થાનને નામે ઓળખાય છે જે યોગ્યજ છે. અહીં સ્થિરતા ઘણીજ વધી અને તેથી ઉચ્ચ ક્રિયાઓનું સાધન સારી રીતે થઇ શકયું.

## ❀ દુષ્ટ મોહ છેકજ નિર્માલ્યપણામાં ❀

અપૂર્વકરણની ક્રિયાઓનું પરિપૂર્ણપણે પાલન કરવાથી દુષ્ટ મોહ હવે છેક નિર્માલ્ય થઇ ગયો અને ચૈતન્ય મહારાજને સરલતા થઇ. તેઓ હવે આઠમા સ્થાનથી આગળ વધી નવમા **અનિવૃત્તિકરણ** નામના ગુણસ્થાનમાં દાખલ થયા અને તે નગરના ઉત્તમ આગારોનો અનુભવ લેવા લાગ્યા. આકાંક્ષા અને સંકલ્પવિકલ્પોનો આ સ્થાનમાં અભાવ થયો, જેથી **પરમાત્મ સ્વરૂપની પીછાન** આબાદ થવા લાગી. અહીં ચૈતન્યે કર્મની ૩૬ શક્તિઓનું હરણ કર્યું અને મોહને વધુ બળહીન બનાવ્યો.

નવમા સ્થાનમાં દ્રઢતાથી નિવાસ કરી, કર્મના કેટલાક કામદારોનું કાટલું કાઢી અપૂર્વ અને અજેય શક્તિઓ પ્રાપ્ત કરી

મહાત્મા ચૈતન્ય પૂર્ણ હોંશીયારીથી આગળ વધ્યા અને દશમા ગુણસ્થાનમાં આવી પહોંચ્યા. આ સ્થાન સૂક્ષ્મસાંપરાયને નામે ઓળખાય છે. અહીં નિવાસ કરનાર પુણ્યવાન આત્માઓને સાંપરાય એટલે કષાય સૂક્ષ્મ હોય છે. એ સૂક્ષ્મ કષાય પણ અગ્નિના તનખા જેવો ઘાતકી છે એમ સમજી એ સ્થાનવર્તી યોગીઓ તેનો ઘાત કરવા મંડયાજ રહે છે.

## ❈ ચૈતન્યે સૂક્ષ્મ લોભનો કરેલો પરાજય. ❈

અહીં યોગીરાજ ચૈતન્યે **સૂક્ષ્મલોભ** નામના તડતડીઆ સુભટને હરાવ્યો અને આગળ વધવા તૈયારી કરવા લાગ્યા. આ જોઈ ચતુર અને વિચારવંત પ્રધાનજી **જ્ઞાનસિંહ** તરતજ દોડી આવ્યા અને શિખામણ આપી યાદ દેવાડયુ—"મહારાજ! જો જો હોં, તમો અગીયારમાં પુરમાં જવાને તૈયાર તો થયા છો, પરંતુ તે એજ સ્થાન છે કે જ્યાં મોહના સુભટોનું પ્રબળ છે અને જ્યાં તમોને છક્કડ ખવાડી હાલ બેહાલ કરી છેક નીચે ગબડાવી પાડયા હતા, માટે સાવધાન રહો અને **ચેતીને માર્ગમાં ગમન કરો.** આપને શિખામણ આપવાને હું યોગ્ય નથી, છતાં પણ યાદ દેવાડવું એ મારી ફરજ સમજી કહું છું, તો મારી વિનતિ લક્ષમાં રાખશો."

## ❈ ચૈતન્યને જ્ઞાનસિંહે આપેલી ચેતવણી. ❈

જ્ઞાનસિંહની સમયને અનુસરતી શિખામણ સોનાસમાન થઈ પડી, જોકે તેઓને યાદ તો હતુંજ, પરંતુ આથી તેઓ વધારે જાગ્રત થયા અને જ્ઞાનસિંહ પ્રધાનપ્રતિ કહેવા

લાગ્યા–"હે મારા દિલોજાન મિત્ર અને પ્રધાન જ્ઞાનસિંહ ! તારા અનંત ઉપગારો મારા ઉપર થયા છે. તારી સાચી સલાહથીજ હું આટલો આગળ વધી શકયો છું અને તારી અપૂર્વ અક્કલની મદદથીજ મોહ જેવા પ્રચંડ દુસ્મનને પાછો હઠાવી આટલે સુધી આવી શકયો છું. તારી સમયને અનુસરતી સાચી સલાહ મને અમૃત સમાન મધુર લાગે છે. હવે મારો પણ વિચાર એમજ છે કે એ દગલબાજ દુષ્ટોને સુતાજ વેચવા. "જે રસ્તે કાંટા વાગે તે રસ્તે ફરીથી શું કરવા જવું." એ ઉપશાંતપુરનો માર્ગજ આપણે જલ્દીથી ઓળંગી જવો કે દુસ્મનોને ખબરજ પડે નહિં."

## ચૈતન્યનો બારમા ગુણસ્થાનમાં પ્રવેશ.

આ પ્રમાણે જ્ઞાન અને ચૈતન્ય બન્ને મિત્રોએ મસલત કરી પોતાના ચાલાક સુભટોને હલકારાથી જાગ્રત કરી આગળ વધવા તૈયાર થયા અને અપૂર્વ અને અજેય બળવાન સૈનિકોના એકત્ર બળથી જેમ બને તેમ ઉતાવળથી માર્ગ કાપવા લાગ્યા. માત્ર થોડાજ સમયમાં તેઓ ઉપશાંતપુરનો માર્ગ ઓળંગી આગળ વધી ગયા અને જીતનાં ઢોલનગારાં વગાડતા ઝપાટાબંધ **ક્ષીણમોહ–નગરમાં** દાખલ થઈ કલ્લોલ કરવા લાગ્યા.

પ્રિય વાંચકો ! આ ઉપરોક્ત કથન બહુજ સંક્ષેપમાં વર્ણન કરવામાં આવ્યું છે અને તેનું કારણ ખુલ્લુંજ છે કે એ ગુણસ્થાનોનું સવિસ્તર વર્ણન આગલા પ્રકરણોમાં થઈ ગયું છે અને તેથી એક વાતને ફરી ફરીને ચાવીને કૂચો કરી વાંચકોને કંટાળો આપવો તે યોગ્ય નહિં ગણાય અને તેથીજ ટૂંકાણમાં સમેટી લીધું છે.

# प्रकरण २४ मुं.



## બારમાં ક્ષીણમોહ ગુણસ્થાનનું સ્વરૂપ

સર્વગુણસંપન્ન, પરમાત્મસ્વરૂપનું ધ્યાન કરનાર અને કર્મના વિલક્ષણ સ્વરૂપને સમજનાર મહાનુભાવ મહાત્મા **ચૈતન્ય** મુનિ અપૂર્વ ચાલાકીથી બારમા ગુણસ્થાન-ક્ષીણમોહનગરમાં આવી નિરાંતે નિવાસ કરવા લાગ્યા.

આ અલૌકિક અને સુંદર નગરની રચના કાંઇ અપૂર્વજ છે' આ સ્થાનમાં સકલ મોહનો ક્ષય થાય છે, તેથી એ નગરનું નામ **ક્ષીણમોહ** પડેલું છે. ઉપશમક જીવને ઉપશમ મૂર્તિરૂપ સહજ સ્વભાવબળથી સર્વ મોહકર્મ ઉપશાંત કરવાથી અગીયારમા સ્થાનથી અને ક્ષપક થઈ ક્ષપકશ્રેણીના માર્ગે દશમા સ્થાનથીજ નિઃકષાય શુદ્ધ આત્મભાવનું બળ પ્રાપ્ત થાય છે, તેથી અહીં સર્વ મોહનો ક્ષય થાય છે અને તેથીજ આ સ્થાન ક્ષીણમોહના નામથી ઓળખાય છે.

આ સ્થાનમાં આવવા માટે એક સીધો માર્ગ ઠેઠ દશમા સ્થાનથી છે અને તે રસ્તે **ક્ષપક મુનિ** આવી શકે છે. ક્ષપક મુનિને અગીયારમું સ્થાન પ્રાપ્ત થતું નથી, પરંતુ દશમા સૂક્ષ્મસાંપરાયના લોભના સૂક્ષ્મ અંશોના સૂક્ષ્મ ખંડ કરતાં કરતાં તે ક્ષપક એ માર્ગે આ સ્થાનમાં આવે છે. આ સમયે તે જીવ અહીં ક્ષપકશ્રેણી સમાપ્ત કરે છે. એ સમાપ્તિ કરવામાં પ્રથમ તે અનંતાનુબંધી ચાર કષાયનો ક્ષય કરે છે, પછી

મિથ્યાત્વમોહનીય, પછી મિશ્રમોહનીય અને પછી સમ્યકત્વ મોહનીય તે પછી અનુક્રમે અપ્રત્યાખ્યાનના ચાર કષાય, પ્રત્યાખ્યાનના ચાર કષાય, નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરૂષવેદ અને તે પછી સંજ્વલન ક્રોધનો, માનનો માયાનો અને છેવટે સંજ્વલન લોભનો ક્ષય કરે છે. આ પ્રમાણે અનુક્રમે શુદ્ધ થયેલો જીવ આ બારમા સ્થાનમાં રહી શકે છે.

આ સ્થાનનો પ્રભાવ મહાન ઉંચ્ચ છે. અહીં નિવાસ કરનાર મહાત્માને શુક્લ ધ્યાનનો બીજો પાયો પ્રાપ્ત થાય છે. ક્ષીણમોહી ક્ષપકમુનિ અહીં શુદ્ધ પરિણતિવાળા છે, એટલે પ્રથમ કહેલા શુક્લ ધ્યાનની રીતિ પ્રમાણે **વીતરાગભાવ** થવાથી શુક્લ ધ્યાનના બીજા પાયાનો આશ્રય કરે છે અને તેને એક યોગથી ધ્યાય છે, કારણકે તે ક્ષપકમુનિની વીતરાગ અવસ્થાને પ્રાપ્ત કરનારા, યથાખ્યાત ચારિત્રવાળા અને શુદ્ધતર ભાવયુક્ત મહા યતિ બને છે.

એ શુકલધ્યાનનો બીજો પાયો **અપૃથક્ત્વ, અવિચાર** અને **સવિતર્કગુણસંયુક્ત** એવા નામથી કહેવાય છે.

જે ધ્યાનમાં તત્વજ્ઞાતા અપૃથકત્વજ્ઞાનને-એકત્વને ધારણ કરે છે. કેવળ જે વિશુદ્ધ પરમાત્મ દ્રવ્ય છે, તેજ અથવા તેજ પરમાત્મા દ્રવ્યનો કેવળ એક પર્યાય અથવા કેવળ એક ગુણ છે. એવી રીતે એક દ્રવ્ય, એક ગુણ, એક પર્યાય નિશ્ચલ-ચલનરહિત છે એમ જ્યાં એકત્વનું ધ્યાન થાય તે **અપૃથક્ત્વ** કહેવાય છે, જે અવિચાર છે એટલે જેમાં ( પૂર્વોક્ત સ્વરૂપોમાં ) શબ્દાર્થયોગ

રૂપોમાં પરાવર્ત વિવર્જિત એટલે શબ્દથી શબ્દાંતર અને અર્થાંતર ઇત્યાદિ ક્રમથી રહિત એવું માત્ર શ્રુતને અનુસારેજ ચિંતવન કરવામાં આવે છે, તેથી તે અવિચાર છે

જે ધ્યાન માત્ર ભાવશ્રુતના અવલંબનથી થાય છે. સૂક્ષ્મ અંતર્જલ્પ ભાવગત અવલંબન માત્રથી ચિંતવન થાય છે, તે **સવિતર્કગુણસંયુક્ત શુકલધ્યાન** કહેવાય છે. એ પ્રમાણે શુકલ ધ્યાનના બીજા પાયાનું અવલંબન કરી ક્ષીણમોહી મહાત્મા આ સ્થાનમાં વર્તે છે, અને સર્વદા શુદ્ધ પરિણતિના પ્રકાશથી પ્રકાશિત થાય છે અને આત્મિક આનંદને અનુભવે છે.

આ સ્થાનના ઉત્તમ આગારના ઉંચ્ચ શિખર ઉપરથી અમૃતની ધારાનો દેખાવ છે અને નીચે એક અગ્નિની જ્વાળાનો દેખાવ છે અને તેની અંદર ચૌદ ઈંધિણાઓ બળતા દેખાય છે તથા તેની બહાર ૧૬ અને ૫૭ મોટી કિરણો અને ૧૦૧ સૂક્ષ્મ કિરણોનું મંડળ દેખાય છે. આ અલૌકિક દેખાવમાં બહુ અદ્ભૂત સૂચનાનું રહસ્ય છે.

જે અમૃતની ધારા છે તે **સમરસીભાવ** છે. આ સ્થાન પ્રાપ્ત થયેલા મહાત્મા બીજા શુકલ ધ્યાનમાં વર્તવાથી ધ્યાનસ્થ થઈ સમરસીભાવને (તદેકશરણતા) ધારણ કરે છે. ધ્યાનવડે પોતાના આત્માને અપૃથક્ત્વ ભાવે પરમાત્માની અંદર લીન કરવામાં આવે, ત્યારેજ સમરસીભાવ ધારણ થાય છે અને આ ભાવની સ્થિતિ આત્માના અનુભવથીજ થઈ શકે છે.

અગ્નિની જ્વાળાનો દેખાવ છે તે એવું સુચવે છે કે આ સ્થાને બીજા શુક્લ ધ્યાનના યોગથી યોગિંદ્રમુનિ પોતાના કર્મરૂપી ઈંધણાને દહન કરે છે: એ ચૌદ ઈંધિણાઓ તે દર્શનાવરણીયની ૪

પ્રકૃતિ, જ્ઞાનાવરણીયની ૫ પ્રકૃતિ, અને અંતરાયની ૫ પ્રકૃતિ એ ચૌદનો અહીં ક્ષય થાય છે. તથા બીજા ચરમ સમયમાં અંતના પ્રથમ સમયે નિદ્રા અને પ્રચલા એ બે પ્રકૃતિનો ક્ષય કરે છે. એ સોળ પ્રકૃતિઓનો ક્ષય કરી તે યોગી ક્ષીણમોહાંશ થઇ કેવળ-સ્વરૂપી બને છે. વળી બહાર ૧૬ અને ૫૭ મોટી કિરણો તથા ૧૦૧ સૂક્ષ્મ કિરણોનું મંડળ છે તે એવું સૂચવે છે કે આ સ્થાન પ્રાપ્ત થયેલો જીવ ૧૬ પ્રકૃતિ (૪ દર્શનાવરણ, ૫ જ્ઞાનાવરણ, ૫ અંતરાય, ઉચ્ચગોત્ર અને યશકીર્તિ. )નો બંધ વિચ્છેદ કરે છે.

જે ૫૭ કિરણ છે તે કર્મપ્રકૃતિના ઉદયનું સૂચન છે. અગીઆરમા સ્થાનમાં ૫૯ પ્રકૃતિઓનો ઉદય હતો તેમાંથી વજ્રનારાચ અને નારાચ એ બેનો વિચ્છેદ થવાથી ૫૭ પ્રકૃતિઓનો ઉદય આ સ્થાને હોય છે અને ૧૦૧ સૂક્ષ્મ કિરણોનો દેખાવ છે તે કર્મપ્રકૃતિની સત્તા છે, તેમાંથ સંજ્વલન લોભ ઘટવાથી ૧૦૧ ની સત્તા અત્રે છે. આ સ્થાને એકંદર ૬૩ પ્રકૃતિઓનો ક્ષય થાય છે. એ ક્ષયનો આરંભ તો ચોથા ગુણસ્થાનથી શરૂ થાય છે, પરંતુ તે આ સ્થાનમાં સંપૂર્ણ ક્ષીણ થઇ જાય છે. એ ૬૩માં ઘાતિયા-કર્મની ૪૭ અને અઘાતિયા કર્મની ૧૬ પ્રકૃતિનો નાશ થાય છે.

## ❀ ચૈતન્યને યથાખ્યાતચારિત્રની પ્રાપ્તિ ❀

મહાત્મા ચૈતન્ય મુનિને આ સ્થાનમાં સર્વ મોહકર્મનો ક્ષય થવાથી અનુપમ યથાખ્યાત ચરિત્ર પ્રગટ થયું, નિજ સ્વરૂપ સુખમય ભાસવા માંડ્યું, અવાધજ્ઞાનનો પૂર્ણ પ્રકાશ થયો અને તેથી કેવલજ્ઞાનનો સમય નિકટ હોય એમ

ભાસવા માંડયું. તેઓએ ઉપર જણાવેલી ૧૬ પ્રકૃતિઓનો ક્ષય કર્યો અને ઘાતિયા કર્મોનો નાશ થવાથી સર્વે લોકાલોકનો પ્રત્યક્ષ ભાસ થવા લાગ્યો. કર્મના કઠોર સુભટોનો ઘણો ખરો નાશ થઈ ગયો. કેટલાક અર્ધદગ્ધ થયા અને કેટલાક ઘાયલ થઇ તરફડીઆ મારતા થઇ ગયા. ઘાતિયાકર્મોનો તો નાશ થયો, પણ ફક્ત હવે અઘાતિયા કર્મોમાંના ઘણાખરાનું જોર હતું.



## પ્રકરણ ૨૫ મું.

### ચૈતન્યસિંહ સયોગીકેવળી ગુણસ્થાનમાં

કર્મના કઠોર કામદારોનું કાસળ કાઢી એકાગ્ર ધ્યાની થયેલા યોગિંદ્ર ચૈતન્યમુનિને હવે આપોઆપ અતિ પ્રકાશમાન એવું કેવલજ્ઞાન પ્રાપ્ત થયું અને તેમના કાચસમાન નિર્મળ થયેલા હૃદયમાં અનંત ગુણો નિવાસ કરવા લાગ્યા, કર્મના કુલની અજ્ઞાનમાં આચ્છાદિત કરનારી શક્તિઓનો નાશ થયો અને નિજ આત્મિક સંપત્તિ પ્રત્યક્ષ રીતે પ્રકટ થઇ. **અનંતજ્ઞાનરૂપી** ઉત્તમ મિત્ર પ્રગટ થયો અને **અનંત દર્શનરૂપી** ઉત્તમ સૂર્ય સમાન પ્રકાશમાન હીરો પ્રકટ થવાથી અનંત આંખોએ પણ નહિં જોઇ શકાય, એવું ચરાચર જગત્ હસ્તકમળવત્ દેખાવા લાગ્યું. **અનંતવીર્ય** નામનો બળવાન સુભટ પ્રગટ થયો અને અનંત સુખ સંપત્તિ આપનાર શક્તિ પ્રગટ થઇ.

બસ ! હવે બાકી શું રહ્યું ? આવી આવી અપૂર્વ સામગ્રીઓ પ્રાપ્ત થવાથી તેઓ ક્ષણમાત્રમાં **સયોગપુર** નામના તેરમા **સયોગીકેવળી** ગુણસ્થાનમાં આવી પહોંચ્યા. આ ઉત્તમ સ્થાન પ્રાપ્ત થવાથી અપૂર્વ શક્તિને આચ્છાદિત કરનારા **૧૮ દોષ** (ક્ષુધા, તૃષા, ભય, રાગ, દ્વેષ, મોહ, ચિંતા, જરા ( ઘડપણ ), રોગ, મરણ, સ્વેદ, ખેદ, મદ, અરતિ, વિસ્મય, જન્મ, નિદ્રા અને વિષાદ) આપોઆપ પલાયન કરી ગયા અને તેમ થવાથી તેઓ ત્રિલોકના રાજા સમાન અરિહંત ગણાવા લાગ્યા.

## ❀ સયોગકેવળી ગુણસ્થાનની રચના ❀

આહા ! આ અપૂર્વ સ્થાનની શું દિવ્ય રચના અને શું દિવ્ય પ્રભાવ ! તેના દિવ્ય આગાર ઉપર મહાન પ્રકાશમાન બે રત્નો ઝગઝગાટ ઝળકી રહ્યા છે અને તેની આસપાસ તેજસ્વી દિવ્ય જ્યોતિનો સમુહ સૂર્યની માફક પ્રકાશી રહ્યો છે. આ દિવ્ય દેખાવજ એ સયોગીકેવલી સ્થાનનો મહિમા દર્શાવે છે આ સ્થાને કેવલી મુનિ ભગવંત હોઇ શકે છે અને તે ઉત્તમ આત્માને અહીં **ક્ષાયિક શુદ્ધ ભાવ** પ્રગટ થાય છે, જેથી પરમ ઉત્કૃષ્ટ **ક્ષાયિક સમ્યકત્વ** અને **યથાખ્યાત ક્ષાયિક ચારિત્ર** પ્રાપ્ત થાય છે જે **બે રત્નોનો દેખાવ** છે તે એજ વાતસૂચક છે. અહિં ઉપશમ અને ક્ષયોપશમ એ બે ભાવ રહેતા નથી.

વળી જે દિવ્ય જ્યોતિ પ્રકાશે છે તે અહીં આરૂઢ થયેલા આત્માના **કેવલીજ્ઞાનને** સૂચવે છે. એ **કેવલજ્ઞાનરૂપી સૂર્ય** કેવો પ્રકાશે છે ? એ મહાન્ સૂર્યના પ્રકાશથી કેવલજ્ઞાનીને આ ચરાચર જગત્ પ્રત્યક્ષ દેખાય છે. વળી તે દિવ્યાત્મા અહિં **તીર્થંકર**

**નામકર્મ** ઉપાર્જન કરે છે અને તે કર્મના ઉદયથી તે કેવલી જિનેંદ્ર તરીકે ઓળખાય છે. એ તીર્થંકર નામકર્મ અર્હંત ભક્તિ પ્રમુખ વીસ પુણ્યસ્થાનકોનું જે ભવ્યાત્મા વિશેષ આરાધન કરે છે તેઓજ ઉપાર્જન કરે છે અને એ કર્મના ઉદયથીજ તે આત્મા **ત્રિભુવનપતિ જીનેંદ્ર** થાય છે.

આ સ્થાને **ચોત્રીસ અતિશયયુક્ત,** સર્વ દેવ તથા મનુષ્યોને પૂજ્ય, સર્વોત્તમ અને સર્વશાસનોમાં પ્રધાન એવા તીર્થને પ્રવર્તાવનારા તીર્થંકર પ્રગટે છે. તેઓ પૃથ્વીમંડળમાં વિહાર કરતાં ભવ્ય જીવોને પ્રતિબોધી તેઓને સર્વવિરતી તેમજ દેશવિરતી કરવાથી **તીર્થંકર નામકર્મને** વેદે છે અને એ કર્મને વેદવા માટેજ ભગવાન ઉપદેશ આપે છે. આ સમયે તેઓ દેહધારી હોય છે.

તે કેવળજ્ઞાની મહાત્માની સેવામાં સર્વે ઇન્દ્રો અને સુર અસુર દેવાઓ ત્રિકાળ હાજર રહે છે. સમવસરણ અને ગંધકુટીની રચના કરે છે, **આઠ પ્રકારના પ્રાતિહાર્ય** (અશોકવૃક્ષ, પુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ચામર, દિવ્યસિંહાસન, પ્રભામંડળ, દુંદુભિ, ત્રણ છત્ર) ની રચના કરે છે. વિધિપૂર્વક અને ભાવસહિત નિત્ય **પૂજા** કરે છે તથા દિવ્ય વાદિત્રો વડે નૃત્ય વિગેરે કરી જય જય શબ્દથી સમવસરણના સભામંડપને ગજાવી મુકે છે. આ સમયે કેવળજ્ઞાની મહાત્મા સુવર્ણ કમળાકાર દિવ્ય આસન ઉપર અંતરીક્ષ બિરાજમાન હોય છે.

તે **દિવ્યજ્ઞાની પ્રભુ** દિવ્યધ્વનિદ્વારા ધર્મોપદેશ સંભળાવે છે, જે સાંભળી ભવ્ય જીવો પરમ આનંદ અને પરમ સુખ

પ્રાપ્ત કરે છે. પ્રભુના ઉપદેશથી અસંખ્ય ભવ્ય જીવો સંસાર જાળથી વિરક્ત થઇ જન્મ, જરા અને મરણના મહાન્ દુઃખોનો નાશ કરવા માટે દિક્ષા લેવા તૈયાર થઈ જાય છે અને અનંત આત્માઓ જ્ઞાનરૂપી લક્ષ્મી પ્રાપ્ત કરી ખુશખુશાલ થઈ જન્મને સફળ કરે છે.

વળી આ ઉત્કૃષ્ટ સ્થાનમાં એક જગ્યાએ આઠ કુંડાળાનો દેખાવ છે તથા તેની નીચે એક રત્નમય જ્યોતિનો પુંજ ઝળકે છે જેમાંથી સાત મહાન્ તેજસ્વી કિરણો પ્રકાશી રહ્યા છે. એ આઠ કુંડાળાનો દેખાવ **આઠ સમયસૂચક** છે તથા રત્નજ્યોતિનો પૂંજ **કેવળી સમુદ્‌ઘાતસૂચક** છે.

એ સ્થાનનિવાસી કેવળી પ્રભુ જ્યારે વેદની કર્મની સ્થિતિથી આયુ કર્મની સ્થિતિ અલ્પ જાણે છે, ત્યારે તે બન્ને સ્થિતિઓને સમાન કરવા માટે કેવલ સમુદ્‌ઘાત કરે છે. યથાસ્વભાવ સ્થિત આત્માના પ્રદેશોને વેદનાદિ સાત કારણોથી સમુદ્‌ઘાત ન કરવું, એટલે સ્વભાવથી અન્યભાવપણે પરિણમન કરવું (સ્વભાવનું અન્ય-ભાવમાં રૂપાંતર કરવું) તે **સમુદ્‌ઘાત** કહેવાય છે અને તે જ્યો-તિનો પૂંજ એ સમુદ્‌ઘાત સૂચકજ છે. જે સાત કિરણો પ્રકાશે છે તે સમુદ્‌ઘાતના સાત પ્રકારને સૂચવે છે. (૧. વેદના, ૨ કષાય, ૩ મરણ, ૪ વૈક્રિય, ૫ તેજ ૬ આહારક, અને ૭ કેવળ સમુદ્‌ઘાત,) એ સાત પ્રકારના **સમુદ્‌ઘાત** માંહેથી અહી કેવલી સમુદ્‌ઘાત ગ્રહણ કરાય છે.

વળી સમયસૂચક **આઠ કુંડાળા** છે, તે આ સ્થાન પ્રાપ્ત થયેલા દિવ્યાત્મા જ્યારે કેવલી સમુદ્‌ઘાત કરે છે, ત્યારે **પ્રથમ સમયમાં** વેદનીય આયુ કર્મને સમાન કરવા આત્મપ્રદેશોથી ઉર્ધ્વ-

લોકાંત સુધી દંડાકાર આત્મપ્રદેશોને લંબાવે છે. **બીજા સમયમાં** પૂર્વ-પશ્ચિમ દિશામાં આત્મપ્રદેશોથી તેનો કપાટના જેવો આકાર કરે છે. **ત્રીજા સમયમાં** ઉત્તર-દક્ષિણ આત્મપ્રદેશોનો મંથનાકાર કરે છે. અને **ચોથા સમયમાં** આંતરો પૂર્ણ કરવાથી તે સર્વ લોક વ્યાપી (વિશ્વવ્યાપી) થઇ જાય છે. અહીંથી પાછા તે નિવૃત્તિ કરે છે. એટલે આ પ્રમાણે આત્મપ્રદેશોનો વિસ્તાર કરવાના પ્રયોગથી કર્મલેશને સરખા કરે છે અને તે પછી સમુદ્ઘાતથી પાછા નિવૃત્ત કરે છે, એટલે **પાંચમાં સમયમાં** જગત્ પૂર્ણતાના અંતરોથી નિવૃત્તે છે. **છઠ્ઠા સમયમાં** મંથનાકાર દૂર કરે છે. **સાતમાં સમયમાં** કપાટાકાર દૂર કરે છે અને **આઠમા સમયમાં** દંડાકાર સંકેલી પોતાના સ્વસ્વભાવમાં આવે છે. સમુદ્ઘાત કરતાં કેવલી ભગવાન પ્રથમ અને અંત સમયે ઔદારિક કાયયોગવાલા થાય છે. બીજા અને છઠ્ઠા સમયમાં મિશ્ર ઔદારિક (કાર્માણ અને ઔદારિક મિશ્ર) કાયયોગી થાય છે ત્રીજા ચોથા અને પાંચમા સમયમાં કેવલ કાર્માણ યોગવાળા હોય છે, અને જે સમયમાં કાર્માણ યોગવાળા હોય છે, તે સમયમાં તેઓ અનાહારક હોય છે.

આ સ્થાન પ્રાપ્ત થયેલા દરેક કેવળી મહાત્મા સમુદ્ઘાત કરે એવો ખાસ નિશ્ચય નિયમ નથી. જેમને છ માસથી અધિક આયુષ્ય વિદ્યમાન છતાં કેવલજ્ઞાન પ્રાપ્ત થાય, તેઓ અવશ્ય સમુદ્ઘાત કરે છે, પણ જેનું અલ્પ આયુષ હોય અને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય તેઓની સમુદ્ઘાતની બાબતમાં શંકા છે અર્થાત્ તેઓ કરે અથવા નહિ પણ કરે.

આ સમયે કેવળી મહાત્મા સમુદ્ઘાતથી નિવૃત્ત થઇ મન, વચન અને કાયાના યોગને નિરોધવા શુક્લધ્યાનના ત્રીજા પાયાનું

ધ્યાન કરે છે. તે **સૂક્ષ્મક્રિયાનિવૃત્તિના** નામથી ઓળખાય છે કેમકે તેમાં યોગની કંપનરૂપ ક્રિયાને સૂક્ષ્મ કરવામાં આવે છે. એ ધ્યાનના ધ્યાતા કેવલી, આત્મવીર્યની અચિંત્ય શક્તિથી બાદરકાયયોગના સ્વભાવમાં સ્થિત થઇ, બાદર વચનયોગ તથા બાદર મનોયોગના પુદ્ગલોને સૂક્ષ્મ કરે છે. તે પછી બાદર કાયયોગને સૂક્ષ્મ કરે છે. ત્યાર પછી સૂક્ષ્મ કાયયોગમાં ક્ષણમાત્ર રહી તત્કાળ સૂક્ષ્મ વચન યોગ તથા મનોયોગના પુર્ફલોનો અપચય કરે છે. તે પછી ક્ષણમાત્ર સૂક્ષ્મ કાયયોગમાં રહી તે મહાત્મા, આત્માનુભવની સૂક્ષ્મ ક્રિયાનો એટલે પોતે પોતાના **ચિદ્રૂપ સ્વરૂપનો પ્રગટરીતે અનુભવ કરે છે.**

અહીં જે સૂક્ષ્મ ક્રિયાવાળા શરીરની સ્થિતિ તેજ કેવલીનું ધ્યાન છે. જેમ છદ્મસ્થ યોગીઓના મનની સ્થિરતાને ધ્યાન કહેવાય છે, તેમ કેલવજ્ઞાનીના શરીરની નિશ્ચલતાને ધ્યાન કહેવાય છે. તેઓ પર્વતની માફક અડગ રહી ધ્યાન કરવાને સમર્થ બને છે. તેમની તે ક્રિયા **શૈલેશીકરણ** કહેવાય છે. તે શૈલેશીકરણને આરંભ કરનારા સૂક્ષ્મ કાય યોગવાળા મહાત્માને પાંચ હસ્વાક્ષર ( अ, इ, उ, ऋ, ऌ, ) ઉચ્ચારતાં જેટલો કાલ લાગે તેટલું આયુષ્ય બાકી રહે, ત્યારે શરીરને શૈલવત્ નિશ્ચલ કરવા માટે અપરિપાતરૂપ **શુકલધ્યાન** કે જે શૈલેશીકરણ રૂપ કહેવાય છે, તે પ્રાપ્ત થાય છે, તે પછી તે મહાત્મા શૈલેશીકરણારંભી સૂક્ષ્મ કાયયોગમાં રહેતાં તત્કાળ ઉપરના સ્થાનમાં જવાની ઇચ્છા કરે છે.

આ સ્થાનમાં ફક્ત સાતાવેદનીયનોજ બંધ થાય છે.

આ દિવ્ય સ્થાનની પાસે ત્રાસ, બેંતાલીશ અને પંચ્યાશી

કિરણોની શલાકાઓ માલમ પડે છે, તે એવું સૂચવે છે કે અહીં આરૂઢ થયેલા આત્માને ૪૨ પ્રકૃતિઓનો ઉદય હોય છે, તેમાંથી અંત સમયે ત્રીસ પ્રકૃતિયોનો (વેદની, વજ્ર, રૂષભનારાચ સંહનન, નિર્માણ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સુસ્વર, દુઃસ્વર, પ્રશસ્ત વિહાયોગતિ, અપ્રશસ્ત વિહાયોગતિ, ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, તૈજસ શરીર, કાર્માણ શરીર, સમચતુરસ્રસંસ્થાન, ન્યગ્રોધ, સ્વાતિ, કુબ્જક, વામન, હુંડક, સ્પર્શ, રસ, ગંધ, વર્ણ, અગુરૂલઘુત્વ, ઉપઘાત, પરઘાત, ઉચ્છ્વાસ અને પ્રત્યેક) ઉદય વિચ્છેદ થાય છે. વળી જે ૮૫ કિરણનો દેખાવ છે, તે આ સ્થાનમાં ૮૫ પ્રકૃતિયોની સત્તા છે એમ સૂચવે છે.

## ❀ ચૈતન્યની ચઢતીથી ઘાતિયા કર્મોનો બળાપો ❀

આ દિવ્ય સ્થાનમાં મહાત્મા **ચૈતન્ય** એક ચક્રવર્તી કરતાં પણ અનંત સુખવિલાસ ભોગવી રહ્યા છે, પરંતુ પેલા અદેખાં **ચાર અઘાતિયા કર્મના** દૂતો તેમનો પીછો છોડતા નથી. તેઓ પૂર્વ સ્થિતિબંધના યોગથી ગડમથલ કર્યાજ કરે છે. મહાત્મા ચૈતન્ય શુક્લધ્યાનમાં આરૂઢ થઈને **કાયોત્સર્ગ** કે **પદ્માસન** એવું દૃઢ આસન ધારણ કરીને ઇન્દ્રરચિત દિવ્ય સિંહાસનપર **અંતરીક્ષ** બિરાજમાન થઈ ગમન કરવા લાગ્યા. તેઓ ભૂમિઉપર ડગલું પણ ભરતા નથી, દેવતાઓ તેમની સેવામાં હંમેશ હાજર રહે છે, તોપણ પેલા કર્મના દૂતો પોતાથી બનતી આડખીલી નાંખ્યા વગર સીધા બેસી રહેતા નથી. તેઓ **ત્રણલોકમાં** સાથે સાથે ઘૂમ્યાજ કરે છે અને પૂર્વસ્થિતિબંધના કારણે મોક્ષરૂપી મેહેલના માર્ગમાં અનેક અડચણો ઉભી કર્યા કરે છે. કંઈ સ્થિર રાખે છે તો કંઇ

સાથેજ લઇને ચાલે છે. કંઈ મૌનવંત રાખે તો કંઇ દિવ્ય વાણી ખરવા દે છે. કંઈ **સમવસરણની રચના,** તો કંઇ ગંધકૂટીની રચના, એ પ્રમાણે એ કર્મના દૂતો પોતાનું જોર ચલાવીને દિવ્યાત્મા ચૈતન્યને શીવલક્ષ્મીરૂપ સ્ત્રી પાસે જવામાં વિલંબ લગાડયા કરે છે. તેઓ હવે એવા તો નિર્બલ પડી ગયા છે કે, ચાલે કંઇ નહિ પણ ખાલી દમામ, જેમ કાથાની દોરડી બળી ગઈ હોય, પણ આમળો જેવો ને તેવોજ દેખાય, તેમ નિર્બળ છતાં પણ સમય સમયમાં આવી આવીને પોતાનું બનતું કરીને હરકત નાંખ્યા કરે છે. તેઓમાંના હજી ૮૫ દૂતો જીવતા છે. તેઓ સાથે સાથે લાગી રહીને પોતપોતાને સ્થાનકે પોતાના બળનો ઉપયોગ કર્યા કરે છે, પરંતુ તેઓ શક્તિરહિત નિર્બલ જેવા હોવાથી ચૈતન્ય પ્રદેશનો ઘાત કરી શકતા નથી, તેથી આખરે દિવ્યાત્મા **ચૈતન્યમહારાજનોજ વિજય** થાય છે અને **કર્મના કામદારોનું નિકંદન** નીકળે છે.

એ પ્રમાણે અપૂર્વ આનંદનો સ્વાદ લેતા અને **સયોગપુરની** દિવ્ય રાજયસત્તાનો વિલાસ ભોગનો અનુભવ કરતા દિવ્ય જ્ઞાની ચૈતન્ય મહારાજ હવે ત્યાંથી પણ આગળ વધવા પેલા નિર્બળ દૂતોનું નિકંદન કાઢવા માટે ઇલાજ કરવા લાગ્યા. તેઓ **સયોગપુરના** પ્રદેશના તમામ ખૂણાખોંચરાઓમાં પ્રવેશ કરીને નડતલ કરતા કર્મના સુભટોને શોધીશોધીને પકડવા લાગ્યા. આમ થવાથી સાતાવેદનીય નામના સુકર્મે આવીને પોતાની સહાયતા આપી અને તેણે પ્રકટ થઇને ચૈતન્યને **શીવપુરે જવાના માર્ગમાં ઘણીજ સરલતા કરી.**



# प्रकरण २६ मुं.



## ચૌદમા ગુણસ્થાનમાં ચૈતન્યનો પ્રવેશ.

મુક્તિરૂપી મહિલાને પ્રાપ્ત કરવા માટે તૈયાર થયેલા મહાન્ પરાક્રમી અને દિવ્ય જ્ઞાનના ધારક ચૈતન્ય મહાત્મા **કર્મના સુભટોનું** હરણ કરતા અને તેઓનું કાસળ કાઢતા ઝપાટાબંધ આગળ વધી **અયોગપુર** નામના ચૌદમા ગુણસ્થાનના પ્રદેશ સમીપ આવી પહોંચ્યા. આટલે સુધી આવી પહોંચવું, એ કાંઇ નાનું સુનું કામ નથી. ભલભલા મહાન્ યોગીઓ પણ કર્મના કૌતુકથી ચલાયમાન થઇ અર્ધ માર્ગમાંજ અટકી પડેલા સાંભળ્યા છે; પરંતુ દ્રઢયોગ, અખંડ ચારિત્ર, અને નિશ્ચલ ધ્યાનના ધારક ભવ્યાત્માઓજ આ દિવ્ય અને અવિનાશી સ્થાનમાં પગ મુકવા શક્તિમાન થાય છે.

આ મહાન્ અદ્ભૂત અને શીવરૂપ સ્થાન સંસાર ચક્રમાંથી મુક્ત થઇ વિશ્રાંતિ લેવાનું સ્થળ છે. શીવસ્વરૂપ જીનેંદ્ર ભગવાનનું પરમાનંદ રૂપે નિવાસ કરવાનું આ સ્થાન છે અથવા કર્મરૂપી રાહુ સાથે લાગેલા ગ્રહણથી મુક્ત થઇ આત્માને પોતાના મૂળ **સ્વભાવમાં** મોજ કરવાનો આ **પવિત્ર પ્રદેશ** છે.

## ચૌદમા ગુણસ્થાનનું સ્વરૂપ.

આ સ્થળ **અયોગિગુણસ્થાનના** નામથી ઓળખાય છે. અહિં કાયાદિનો પણ યોગ ન હોવાથી **અયોગિ** કહેવાય છે. આ દિવ્ય સ્થાનમાં પાંચ વર્ણોના આકાર દેખાય છે, તે એવું સૂચવે

છે કે અહીં આરૂઢ થયેલા ઉત્કૃષ્ટ આત્મા પાંચ હ્રસ્વ અક્ષરો બોલતાં જેટલો સમય લાગે, તેટલો સમય સ્થિતિ કરે છે. આ સ્થાનમાં **શુકલધ્યાનના અનિવૃત્તિ** નામના ચોથા પાયાનું **સમુચ્છિન્ન ક્રિયા** નામે ધ્યાન હોય છે. જે ધ્યાનમાં સૂક્ષ્મ કાયયોગની ક્રિયા પ્રણ ઉચ્છિન્ન (સર્વથા નિવૃત્ત) થઈ જાય છે અને તેથી મહાત્માઓ એ અપૂર્વ ધ્યાનને મુક્તિરૂપી મેહેલનું દ્વાર કહે છે એટલે એ ધ્યાનથીજ મુક્તિરૂપી મહિલાનો સંયોગ થાય છે.

હવે આ સ્થાને કાયાદિનો પણ અયોગ થાય છે એમ કહેવામાં આવ્યું, તો જ્યાં સુધી દેહ વિદ્યમાન છે, ત્યાંસુધી અયોગિ શી રીતે કહેવાય ? અને કાયયોગનો સર્વથા અભાવ થયો તો દેહનો અભાવ થયો, તો દેહ વિના ધ્યાન કેવી રીતે ધરે ? પરંતુ આ અપૂર્વ સ્થાનનોજ કોઈ અદ્દ્ભૂત પ્રભાવ છે. અહિં કાયયોગથી જે ક્રિયા થાય છે તે અતિ સૂક્ષ્મરૂપ છે, તેમ વળી તે કાયયોગ પણ સત્વર ક્ષય પામી જાય છે. વળી કાયાનું કાર્ય કરવામાં પણ તે અસમર્થ હોય છે એ કારણથી કાય હોવા છતાં પણ તે અયોગિ કહેવાય છે, તેમ વળી શરીરનો આશ્રય હોવાથી તે મહાત્માને ધ્યાન પણ સંભવે છે. આથી કરીને આ દિવ્ય ગુણસ્થાનવર્તી એવા પરમોત્કૃષ્ટ ભગવંતને તે વિષે કંઇ પણ વિરોધ આવતો નથી, કારણકે એ પરમેષ્ટી ભગવંત નિજ શુદ્ધાત્મા, ચિદ્રુપ, તન્મયપણે ઉત્પન્ન થયેલ, નિર્ભર અને પરમાનંદ રૂપ છે, આ સર્વોત્તમ સ્થાનમાં અને ધ્યાનમાં નિશ્ચયનયથી આત્માજ ધ્યાતા છે, આત્માજ કરણરૂપ છે, અને આત્માજ કર્મરૂપતાપન્ન એવા નિજ સ્વરૂપ ને ધ્યાય છે, બાકી ઉપચારરૂપ **અષ્ટાંગયોગપ્રવૃત્તિલક્ષણધ્યાન** તે સર્વ વ્યવહાર નયથી છે.

વળી આ ઉત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત થયેલા કેવલ ચિદ્રુપ આત્મસ્વરૂપને ધારણ કરનાર દિવ્યયોગી સ્ફુટ પ્રગટ ઉપાંત્ય સમયમાં શીઘ્ર યુગપત્ સમકાળે (એકી વખતે) ૭૨ **કર્મ પ્રકૃતિયોનો ક્ષય** કરે છે. છેલ્લા બે ચરમ સમયને **ઉપાંત્ય સમય** કહેવાય છે અને ૫ શરીર, ૫ બંધન, ૫ સંઘાત, ૩ અંગોપાંગ, ૬ સંસ્થાન, ૫ વર્ણ, ૫ રસ, ૬ સંહનન, ૬ અસ્થિર, ૮ સ્પર્શ, ૨ ગંધ, નીચ ગોત્ર, ૪ અગુરૂલઘુ, દેવગતિ, દેવાનુપૂર્વી, ૨ વિહાયોગતિ, ૩ પ્રત્યેક, સુસ્વર, અપર્યાપ્તિનામ, નિર્માણ નામ, અને એક વેદની એ **૭૨ પ્રકૃતિયો** મુક્તિનગરીના દિવ્ય દરવાજાની અર્ગલા રૂપ છે, તેને આ સ્થાન પ્રાપ્ત મહાત્મા ઉપાંત્ય સમયમાં સ્હેલાઇથી ખોલી દે છે એટલે **ક્ષય** કરે છે.

વળી આ સ્થાનના દિવ્ય આગારની બહાર સુકાઇ ગયેલા **૧૩ પુષ્પો** પડેલા છે તથા તેની આસપાસ બાર, પંચ્યાશી અને તેર કિરણો ચળકતા દેખાય છે, પણ ઉપરથી દ્રષ્ટિ કરતાં તે તદન અદ્રશ્ય થયેલા માલમ પડે છે. વળી એ દિવ્ય આગારના શિખર ઉપર જ્યોતિનો એક મહાન્ તેજસ્વી ગોળો દ્રષ્ટિગોચર થાય છે. આ બધી રચનામાં બહુ ગૂઢ **રહસ્ય** સમાયલું છે.

જે સુકાઇ ગયેલા **તેર પુષ્પો** પડેલા છે, તે એવું સૂચવે છે કે આ સ્થાને અયોગિ પરમાત્મા પોતાના **અંત સમયે** એક વેદની, આદેયનામ, પર્યાપ્તિનામ, ત્રસનામ, બાદરનામ, મનુષ્યાયુ, યશનામ, મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, સૌભાગ્ય, ઉંચ્ચ ગોત્ર, પંચેદ્રિયત્વ, અને તીર્થંકરનામ એ **તેર પ્રકૃતિનો ક્ષય** કરી તેજ સમયે સિદ્ધ પર્યાયને પ્રાપ્ત થાય છે અને તે સિદ્ધ પરમેષ્ટી ભગવાન શાસ્વત લોકાંતપર્યંત ગમન કરે છે.

વળી જે **બાર ચળકતા કીરણો** દેખાય છે તે અયોગિ મહાત્મા બાર પ્રકૃતિ વેદે છે તેની સૂચના છે. તથા જે તેર અને પંચ્યાશી કીરણોનો દેખાવ છે, તે એવું સૂચક છે કે અહીં અંતના બે સમય પહેલાં પંચ્યાશી પ્રકૃતિની સત્તા રહે છે અને ઉપાંત્ય સમયમાં તેરની સત્તા રહે છે તેમજ ઉપરથી જે તદન અદ્રશ્ય થયેલા દેખાય છે તે એમ સૂચવે છે કે અંત સમયે તે પ્રકૃતિઓ સત્તા રહિત થાય છે અને અયોગિ મહાત્મા સિદ્ધપદ પામી ચિદાનંદમય બની અખંડાનંદના ભોક્તા થાય છે તેમજ ઉંચાણમાં જે તેજસ્વી ગોળો દેખાય છે તે એમ સૂચવે છે કે તે કર્મરહિત થયેલો દિવ્યાત્મા તેજ સમયે ઉર્ધ્વગતિ કરી લોકાંતમાં જઈ પહોંચે છે. ત્યાં જે પરમપવિત્ર **પ્રાગભારા** નામની તેજસ્વી **સિદ્ધશિલા** છે તેનો દેખાવ છે. હવે તે **સિદ્ધાત્મા** તે સમયે ઉર્ધ્વગતિજ કરે છે અને અધોગતિ કે તીર્ચ્છી ગતિ કરતા નથી અને એ ઉર્ધ્વગતિ થવાના ચાર હેતુઓ છે. **ઉપાંત્ય** બે સમયમાં અચિંત્ય આત્મવીર્યથી પચ્યાશી કર્મ પ્રકૃતિ ક્ષય કરવા માટે જે વ્યાપારનો આરંભ કર્યો હતો તેનાથી આત્માની ઉર્ધ્વગતિ થાય છે એ **પ્રથમ હેતુ** છે. આત્મા કર્મના સંગથી (ભારથી) રહિત થવાથી તેની **ઉર્ધ્વગતિ** થાય છે એ **બીજો હેતુ** છે આત્મા અતિ ગાઢ બંધનોથી રહિતથવાથી ઉર્ધ્વ-ગતિ કરી શકે છે એ **ત્રીજો હેતુ** છે. અને કર્મ રહિત થયેલા આત્માનો ઉર્ધ્વગમન કરવાનો સ્વભાવજ છે એ **ચોથો હેતુ** છે.

આ ચાર હેતુ ઉપર ચાર દ્રષ્ટાંતો જ્ઞાનીઓએ વર્ણવ્યા છે. પ્રથમ હેતુમાં **કુંભારના ચક્રનું** દ્રષ્ટાંત છે જેમ કુંભારનું ચક્ર પૂર્વ પ્રયોગથી ફર્યા કરે છે, તેમ આત્માની પૂર્વ પ્રયોગથી ઉર્ધ્વગતિ થાય છે. બીજા હેતુમાં **તુંબિકાનું** દ્રષ્ટાંત છે. જેમ માટીના લેપથી

ભારે થયેલું તુંબડું પાણીને તળીએ દબાઇ રહે છે, પરંતુ તે લેપથી રહિત થતાં જળથી ઉર્ધ્વગતિ કરે છે, તેમ અષ્ટ કર્મરૂપી લેપથી રહિત થતાં આત્માની ધર્માસ્તિ કાયરૂપ જળથી ઉર્ધ્વગતિ થાય છે. ત્રીજા હેતુમાં **એરંડફળનું દ્રષ્ટાંત** છે. જેમ એરંડફળ બીજાદિ બંધનોથી છૂટું થતાં ઉર્ધ્વગમન કરે છે, તેમ આત્માને કર્મરૂપ બીજાદિનો બંધ વિચ્છેદ થતાં તે ઉર્ધ્વગમન કરે છે, ચોથા હેતુમાં **અગ્નિનું દ્રષ્ટાંત** છે. જેમ અગ્નિનો ઉર્ધ્વ-જ્વલન સ્વભાવ છે તેમ આત્માનો ઉર્ધ્વગમન સ્વભાવજ છે. તે સિદ્ધાત્માની અધોગતિ કે તીર્ચ્છીગતિ થતી નથી કેમ-કે સિદ્ધાત્મા કર્મના ગૌરવ-ભારના અભાવથી અધોગમન કરતા નથી. તેમ પ્રેરણા કરનાર પ્રેરકકર્મના અભાવથી તીર્ચ્છીગતિ પણ કરતો નથી. તેમજ ધર્માસ્તિકાયના અભાવથી તે લોકની ઉપર પણ ગમન કરી શકતો નથી કારણકે ધર્માસ્તિકાય લોક-માંજ હોવાથી તે મચ્છ અને જળની માફક જીવ તથા પુદ્‌ગલની ગતિનો હેતુરૂપ છે. ધર્માસ્તિ અલોકમાં નહિ હોવાથી સિદ્ધ અલો-કમાં જઇ શકતા નથી.

## ❀ ચૈતન્યનું શિવપુરીમાં જઈ પહોંચવું ❀

**મુક્તિરૂપી મહારાણીને** વરવાને લાયક થયેલા ચૈતન્ય મહારાજને અયોગપુરમાં પગ મુકતાંજ સર્વ સામગ્રી પ્રાપ્ત થઇ ગઈ અને જોઇતી સામગ્રી તથા જાનૈયા મળવાથી કયો વરરાજા કુમારો રહે છે કે ચૈતન્ય મહારાજ કુમારા રહે? તેઓએ તરતજ આ જંજાળરૂપી જગતમાંથી પ્રયાણ કર્યું અને માત્ર થોડાજ સમયમાં પેલા અઘાતિયા ચારે **કર્મોના નડતલીયા સુભટોનું** હરણ કરીને એટલે સ્વધામ પહોંચાડીને સીધાજ **શિવપુરમાં** જઈ પહોંચ્યા.

# प्रकरण २७मुं.



## મુકિતમહિલાનો મેલાપ અને શિવપુરીની દિવ્ય વિભૂતિ

આહા! સિદ્ધ પરમાત્મા થયેલા મોક્ષાત્મા ચૈતન્યની શી ઉત્કૃષ્ટ વિભૂતિ અને અનંત **શાસ્વત સુખની શ્રેષ્ઠ સામગ્રી!** આ સમયે **ચૈતન્ય** રાજા મહારાજા નહિ પણ **ચક્રવર્તીનાએ ચક્રવર્તી** કહીએ તો ચાલે કેમકે તેઓ ત્રિભુવનના મુકુટસ્વરૂપ નિરાકાર અને નિર્મલ અવિનાશી પદને પ્રાપ્ત થયા.

એ અવિચળ મોક્ષનગરી કે જે લોકાંતમા આવેલી છે, અને ત્યાં નિરાંતે નિવાસ કરવાને લાયક થયેલા ફક્ત સિદ્ધાત્માજ છે તે અપૂર્વ અને દિવ્ય નગરીની સામગ્રીનું અને તે નિરંજન સિદ્ધ પરમાત્માના સ્વરૂપનું વર્ણન જાણવાની દરેક વાંચકોને અભિલાષા ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ છે.

### મોક્ષનગરીનું અપૂર્વ વર્ણન.

એ દિવ્ય સ્થાન કોઇ અલૌકિક રચનાનો ખજાનોજ છે. આ **ચૌદ રાજલોકના** મસ્તક ઉપર ઇષત્ **પ્રાગ્ભાર** નામની **સિદ્ધશિલા** રહેલી છે. સિદ્ધના આત્માઓ તેનાથી પાસે હોવાથી તે સિદ્ધશિલા કહેવાય છે. જો કે તે શિલા ઉપર સિદ્ધ પરમાત્મા બિરાજમાન રહેતા નથી. સિદ્ધ પરમાત્મા તો તેનાથી ઉંચે લોકાંતમાં બીરાજમાન છે, સર્વાર્થસિદ્ધ વિમાનથી બાર યોજન ઉપર એ સુંદર **સિદ્ધશિલા** આવેલી છે. તે **કપુરથી પણ અધિક સુગં-**

ધવાળી, સૂરભિ, કોમળ, સૂક્ષ્મ અવયવવાળી, પવિત્ર અને ઘણીજ તેજસ્વી છે. મનુષ્યક્ષેત્રસમાન તે લાંબી પહોળી અને ઉત્તાન શ્વેત છત્રના જેવી આકૃતિવાળી અત્યંત શુભરૂપ છે. તે શિલા-પૃથ્વી મધ્ય ભાગે આઠ યોજન જાડી છે, અને પ્રાંતમાં ઘટતી ઘટતી છેક માખીની પાંખ જેવી પાતળી છે. એટલે લગભગ બીજના ચંદ્ર જેવો આકાર છે. તેના ઉપર એક યોજન ઉંચે લોકાંત, કે જે એક યોજનનો ચોથો કોશ છે તે કોશના છઠ્ઠા ભાગમાં સિદ્ધાત્માઓની અવગાહના છે. એટલે બે હજાર ધનુષપ્રમાણ કોશના છઠ્ઠા ભાગમાં (૩૩૩ ધનુષ ને ૩૨ આંગળ) સિદ્ધોના આત્મપ્રદેશોની અવગાહના છે. જેમ કુલડીમાં મીણ ભરીને ગાળતાં તે ગળી ગયા પછી જેવો આકાશ (પોલાણ) ના આકાર થાય તેવો સિદ્ધોનો આકાર છે

## ❀ સિદ્ધાત્માઓની અપૂર્વ સમૃદ્ધિ. ❀

તે સ્થળે રહેલા સિદ્ધાત્માઓ મોટું દિવ્ય જ્ઞાન ધરાવે છે. આ ત્રણ લોકની અંદર આવેલા ચૌદ રાજલોકમાં ગુણપર્યાય સંયુક્ત જે જે જીવાજીવાદિ સર્વ વસ્તુઓ છે, તે સર્વ વસ્તુઓને તેઓ સામાન્યરૂપે દેખે છે અને વિશેષરૂપે જાણે છે, કારણકે વસ્તુ માત્ર સામાન્ય વિશેષાત્મક છે.

જ્ઞાનાવરણ, દર્શનાવારણ વગેરે આઠ દુષ્ટ કર્મોનો ક્ષય થઇ જવાથી તે સિદ્ધ આત્માઓમાં કેવળજ્ઞાન, કેવળદર્શન અવ્યાબાધ, અનંત સુખ, શુદ્ધસમ્યકત્વક્ષાયકરૂપચારિત્ર, અક્ષય ગતિ, અમૂર્તતા, અનંત અવગાહના અને અનંત વીર્ય, એ આઠ દિવ્ય ગુણો પ્રગટ થાય છે અને ચક્રવર્તિ, મહારાજા કે

મહાન્ ઇંદ્રની પદવીના સુખથી પણ **અનંતગણું સુખ** તે સિદ્ધ મહાત્માઓ ભોગવે છે કે જે સુખ કલેશ રહીત અને સ્વભાવથી વ્યય ન થાય તેવું અવ્યય છે. સિદ્ધ ભગવાને પ્રાપ્ત કરેલા પરમપદના આનંદનું સુખ અનિર્વચનીય છે એટલે તે પરમાનંદનું વર્ણન કરવાને મોટા મોટા સમર્થ વિદ્વાનો પણ અશક્ત છે, તથાપિ શાસ્ત્રદ્વારા જે કંઇ જણાવેલું છે, તે સંક્ષેપમાં વર્ણન કરી શકાય છે અને સ્થળ સંકોચને લીધે અહીં બહુજ સક્ષેપમાં જણાવીશું.

તે મહાન પરમ પદ આરાધકોને **આરાધ્ય**, સાધકોને **સાધ્ય** અને ધ્યાયકોને **ધ્યેય** છે. આરાધકોએ **મનોબળ** વડે આરાધન કરેલું તે આરાધ્ય, સાધકોએ જ્ઞાન, દર્શન અને ચરિત્ર વિગેરેથી સાધન કરેલું તે સાધ્ય, અને નિરંતર અનેક પ્રકારના ધ્યાનના ઉપાયથી ધ્યાવા યોગ્ય તે ધ્યેય, એ **સર્વોત્કૃષ્ટ ઉચ્ચ પદ** અભવ્ય જીવોને સદા દુર્લભ છે એટલુંજ નહિ, પરંતુ કેટલાક ભવ્યજીવોને પણ દુર્લભ છે અને દુર્ભવ્યોને કષ્ટસાધ્ય છે. ટૂકમાં તે મહાન્પદ ચિદ્રૂપ, ચિદાનંદમય અને પરમ આનંદરૂપ છે. તે અવિચળ આનંદનિવાસ મોક્ષધામમાં **શિવસ્વરૂપ સિદ્ધાત્માઓ** ઉત્તમ અષ્ટગુણો સહિત સદાકાળ બિરાજમાન રહે છે. ત્યાં તેઓને આધિ, વ્યાધિ કે ઉપાધિ કશુંએ હોતું નથી.

## ❀ ચૈતન્યના સંકટોની યાદદાસ્ત. ❀

પ્રિય વાંચકો ! આપણી આ વાર્તાના મુખ્ય નાયક કે જેઓને કર્મના કઠોર અને નિર્દય કામદારોએ અસંખ્ય વેળા મનમાનતી રીતે સતાવ્યા, અસંખ્યાત વખત ફસાવી ફસાવીને નર્કકૂપમાં અને સંસારના રઝુચક્કરમાં ફેરવ્યા, અસંખ્યાત વખત અનેક યોનિઓમાં

નિવાસ કરાવી મનમાનતું કષ્ટ આપી કાબુમાં રાખ્યા, અસંખ્યાત વખત સ્વર્ગના શ્રેષ્ઠ સુખોનો સ્વાદ ચખાડયો અને અસંખ્યાત વખત નિગોદના મહાન ભયંકર અને અસહ્ય દુઃખોનો અનુભવ કરાવ્યો.

## ❀ ચૈતન્ય મહારાજ પરમોત્કૃષ્ટ પદમાં ❀

આહા ! જે **પારાવાર** દુઃખોનું સ્મરણ કરતાં આંખોમાં પાણી ભરાઇ આવે, તે મહાન દુઃખો ભોગવીભોગવીને અને કર્મરૂપી કલંકી દૈત્ય સાથે કુસ્તી કરી કરીને અનેક કષ્ટો સહન કરી તેજ ખડતળ **ચૈતન્ય** મહારાજ હવે આ પરમોત્કૃષ્ટ પદ અને આનંદનિવાસ અવિચળ સ્થાન પ્રાપ્ત કરવાને સમર્થ થયા. જેઓ નિશ્ચલવૃત્તિથી **સદ્દજ્ઞાનરૂપી** સાચા મંત્રીની સલાહ પ્રમાણે ચાલે છે, **સુબુદ્ધિરૂપી** સદ્દવર્તનવાળી સ્ત્રીનું સેવન કરે છે, **વિવેકરૂપી** વિશ્વાસુ અને દીર્ઘદ્રષ્ટી કપ્તાનની મદદથી પોતાનું વહાણ **સંસારરૂપી તોફાની સમુદ્રમાં** ચલાવે છે, **ધ્યાનરૂપી** તીક્ષણ બાણ વડે કર્મના **કલંકી કામદારોનો** **કચરઘાણ** વાળે છે, **તપરૂપી** તીક્ષ્ણ અને ચકચકતી તેજી તલવારે મોહરૂપી મસ્તાન હાથીને કાબુમાં લાવી તેના કડકા બુકલા કરી નાંખે છે, ક્ષમા, કરૂણા, ધારણા, સુમતિ વગેરે પટરાણી સમાન શક્તિઓથી મનરૂપી વિફરેલ તુરંગને કાબુમાં રાખે છે અને સંતોષ, સમભાવ, ચારિત્ર, સત્ય, શીલ વગેરે કાબેલ યોદ્ધાઓ જેના સૈન્યમાં તનતોડ મહેનત કરી રહેલા છે, તેમજ **અધ્યાત્મસિંહ** જેવો **પાટવીકુંવર** કમર કસીને આગળ પડી કર્મરીપુના રાગ, દ્વેષ, કામ, ક્રોધ, વિષય, કષાય વગેરે ધાંધલીઆ અને કપટકળાના ભંડાર જેવા યોદ્ધાઓને પકડીપકડીને પછાડી મોતને શરણ કરે છે તે ભાગ્યવંત નિડર ભવ્યાત્માને એ શાસ્વત સુખના સાગર સમાન દિવ્યસ્થાન પ્રાપ્ત થાય છે.

એ શિવપુરના નિવાસી સિદ્ધાત્મા અનંત કાળ સુધી એ
ચળ ધામમાં ધ્રુવ વિશ્રામ કરે છે. જન્મ મરણના મહાન્
થી સદાને માટે મુક્ત થાય છે અને અનંત સુખ સામગ્રીઓનો
ભવ લઈ વિલાસ કરે છે.

તે **સિદ્ધ પરમાત્મા** લોકાલોકના સર્વ ભેદોને પ્રગટરીતે જોનાર, ષદ્રવ્ય ગુણ પર્યાયના ભેદાભેદને જાણનાર હોય છે. તેઓ
૭ જ્ઞાનના ધારક અને જ્ઞેયાકાર સકળ વસ્તુને દર્પણ સમાન
શકે છે. જેમ દર્પણ નિર્મળ હોય તો સર્વ વસ્તુ ચોખ્ખી અને
નજર આવે છે, તેમ **કર્મમલથી રહીત થયેલા મોક્ષાત્માને
લોકની સર્વ વસ્તુ માલમ પડે છે.** તે શુદ્ધ અને
ાત્મા પોતાના શુદ્ધ સ્વભાવમાંજ રમ્યા કરે છે. ઉત્પત વ્યય
રે મહાધ્રુવ લક્ષણ જેઓમાં છે અને આ જગત્ની ક્ષણિક
ુઓને જીતી લઇ મહાન્ અજીત રત્નના પુંજ સમાન શિવગઢ
**મનો કિલ્લો** પ્રાપ્ત કર્યો છે. **આહા! તેઓના અનંત
ગુણનું વર્ણન કેટલી જીભે અને કેટલી કલમે પૂર્ણ થાય?**
માં એટલુંજ કે—

વિનાશી અવિકાર અટલ સુખ ધામ જે, સદાનંદ સર્વજ્ઞ સિદ્ધ
શિવરામ જે;
રાકાર નિર્લેપ નિરંજન નામ જે, જગત્ શિરોમણી સર્વ
ગુણોની ખાણ જે.
ચળ ધામ વિશ્રામ કરે સહ હર્ષ જે, પરમ દેવ અર્હંત નામ
ઉત્કર્ષ જે;
૮ કર્મનો નાશ કર્યો જડ મૂળથી, આધિ વ્યાધિ કે જન્મ મૃત્યુ
જેને નથી.

રાગદ્વેષ મહા દુષ્ટ રીપુ જેણે હર્યા, ક્રોધ લોભ મદ મોહ ભ્રષ્ટ જેણે કર્યા
લોકાલોક પ્રકાશ પ્રગટ દર્પણ સમા, કેવલપદ 'અવલખી' વ
**શિવરાજમાં**

બસ,

એજ આત્માની ખરી સ્થિતિ કે કર્મરૂપી રાહુથી તદ્દન મુક્તપણું.

**પ્રિય વાંચક !** સિદ્ધાત્મા ચિદ્ઘનના સંપૂર્ણ ગુણોનું વર્ણન કરવું તો જેમ હાથેથી મહાસાગર તરવો મુશ્કેલ છે તેમ છે, પરંતુ જેઓ સમજે તેને સ્હેલ છે. જે છે તે આપણી પોતાની પાસેજ છે. આપણો પોતાનો આત્માજ સિદ્ધસ્વરૂપ છે, પણ નિશ્ચયદ્રષ્ટિથી જ્ઞાનચક્ષુ વડે તેને જોઇ શકીએ ત્યારેજ આજ સકલ સંતાપનું કારણ કોણ છે તેની અને તે કારણને દૂર કરવાની પણ સમજ પડે. તે કર્મરૂપી કારણો દૂર થાય તો પછી સિદ્ધ અને આપણા આત્મામાં કશોએ ફેર રહેશે નહિં,

**આત્મા તેજ પરમાત્મા છે** સિદ્ધાત્મા પણ તેજ થાય છે. જ્ઞાન દર્શન અને ચારિત્રનો ખજાનો પણ તેજ છે, શિવનાયક પણ તેજ છે અને મોક્ષમહિલાનો પતિ પણ તેજ થઈ શકે છે, પરંતુ **કઠોર કર્મથી જીત મેળવે ત્યારેજ !**



રાગદ્વેષ મહા દુષ્ટ રીપુ જેણે હર્યા, ક્રોધ લોભ મદ મોહ ભ્રષ્ટ જેણે કર્યા;
લોકાલોક પ્રકાશ પ્રગટ દર્પણ સમા, કેવલપદ અવલબી વસ્યા શિવરાજમાં.

બસ,

એજ આત્માની ખરી સ્થિતિ કે કર્મરૂપી રાહુથી તદન મુક્તપણું.

પ્રિય વાંચકો ! સિદ્ધાત્મા ચિદ્રુપતા સંપૂર્ણ ગુણોનું વર્ણન કરવું તો જેમ હાથેથી મહાસાગર તરવો મુશ્કેલ છે તેમ છે, પરંતુ જો સમજે તોને રહેલ છે. જે છે તે આપણી પોતાની પાસેજ છે. આપણે પોતાનો આત્માજ સિદ્ધસ્વરૂપ છે, પણ નિશ્ચયદ્રષ્ટિથી જ્ઞાનચક્ષુ વડે તેને જોઇ શકીયે ત્યારેજ આપણોજ સકલ સંતાપનું કારણ કોણ છે તેની અને તે કારણને દૂર કરવાની પણ સમજ પડે તે કર્મરૂપી કારણો દૂર થાય તો પછી સિદ્ધ અને આપણા આત્મામાં કંઇપણ ફેર રહેશે નહિં,

આત્મા તેજ પરમાત્મા છે સિદ્ધાત્મા પણ તેજ થાય છે. જ્ઞાન દર્શન અને ચારિત્રનો ખજાનો પણ તેજ છે, શિવનાયક પણ તેજ છે અને મોક્ષમહિલાનો પતિ પણ તેજ થઇ શકે છે, પરંતુ અષ્ટકાર કર્મથી જીત મેળવે ત્યારેજ !

